વૈષ્ણવબાલગ્રન્થમાળા અંક ૭.

# વૈષ્ણવબાલપોથી.

ચતુર્થ પંચમપીઠાધીશ્વર ગોસ્વામી શ્રી ૬
શ્રીવલ્લભાચાર્યજીમહારાજની આજ્ઞાથી

સ ૧૯૮૧ પ્રકાશક,

કર. વસંતરામ શાસ્ત્રી.

# થોડુંક.

છેક નાના બાલકોના જીવનમા વૈષ્ણવપણાના સસ્કારો સ્થાપવાનો પ્રયાસ આ નાનાશા પુસ્તકમા ભગવદીય દીનકિંકરે કર્યો છે પુસ્તકમા જણાવેલા સવાદો તો આપણા દરેક ઘરમા થતા. હાલમા આ બધુ જીવનમાથી માત્ર કાગળોમાં આવી રહેવાનો યુગ બેસી ગયો છે કદાચ કાગળોમા આલેખેલુ ચિત્ર ભવિષ્યમા વૈષ્ણવ જીવનમા ફરીને પ્રતિબિમ્બિત બને

આ પુસ્તક ખરૂ જોતા તો વૈષ્ણવબાલશિક્ષાના પહેલા ભાગના સ્થાનને શોભાવે તેવુ છે છતા તે મોડુ તૈયાર થયુ એટલે બાલબોધી તરીકે તે અલગ જ છપાવવુ ઉચિત માન્યુ છે વૈષ્ણવો આનો આદર કરશે જ એવો સપૂર્ણ વિશ્વાસ છે

કુંજ એકાદશી }
સં ૧૯૮૧ } વસંતરામ શાસ્ત્રી.



# બે બોલ.

આ નાનકડા પુસ્તકનુ નામ બાળબોધી રાખ્યુ છે, સારા ધાર્મિક કુટુંબમા બાળપણથી માબાપ કેવી કેળવણી આ શકે તે આમા બતાવ્યું છે નિશાળ કરતાં બાળક માબાપના સહવાસમા વધારે રહે છે, આથી માબાપ જ બાળકને આગળ નૈતિક અથવા સ્વધર્મની કેળવણી આપી શકે ખરૂ કહીએ તો અત્યારે નિશાળોમા તો ધાર્મિક કેળવણી નહિ, આથી જો માબાપ ઘર આગળ સ્વધર્મની કેળવણી નાની વાતો વડે આપે તોજ બાળક સ્વધર્મમાં પ્રીતિવાળુ

# વૈષ્ણવબાળપોથી.

## પાઠ ૧ લો.

### ફૂલ.

નદુ—મા, બા, આ શું છે ?

બા—નદુ, એ ફૂલ છે જો કેવા ખીલેલા છે? એનો રગ કેવો રૂપાળો છે ?

નદુ—આ તો છાબડીમા કોઇ ધોળુ છે, કોઇ પીળુ છે, કોઇ રાતું છે, આમા ફૂલ કોને કહેવાય ?

મા—(હસીને) બેટા નદુ, એ ધોળા પણ ફૂલ છે ને પીળા પણ ફૂલ છે, ધોળા ફૂલ મોગરાના કહેવાય, ને રાતા જેવ છે તે ગુલાબના છે. પીળા છે તે એક બીજા છોડવાના છે.

—હા, બા, અમારા ગુરુજીએ રગ વિષે પાઠ શીખવ્યો, ત્યારે ગુલાબી રગ બનાવ્યો હતો, તે રગ આ ફૂલના જેવો હતો બા, તમે આ ફૂલ શુ કરવા આણ્યા છે? આને તમે શુ કરશો ?

બા—બેટા નદુ, આ ફૂલ પ્રભુની સેવા માટે આણ્યાં છે, પ્રભુની સેવામા એનો ઉપયોગ થશે એના માળાજી બનાવીશું ને પ્રભુની કોટમાં પહેરાવીશું "વળી ફૂલ પ્રભુની પાસે પણ વેરીશુ

નદુ—બા, બા, જ્યારે માળાજી પહેરશે, ત્યારે તો આપણા પ્રભુ

બહુ રૂપાળા દેખાશે, તમે માળાજી પહેરાવો, ત્યારે મને દર્શન કરવા બોલાવજો. આજે તો દર્શન કરવાની બહુ મજા પડશે આજે રૂપાળા ફૂલના માળાજી પહેરીને પ્રભુ બિરાજશે, હું તો હસતો જઈશ, ને દર્શન કરતો જઈશ.

બા—બેટા નટુ, જા, હમણા રમવા જવુ હોય તો જા દર્શન થશે ત્યારે તને બોલાવીશ બોલાવુ ત્યારે આવજે, એટલે દર્શન થશે

---

## પાઠ ૨ જો.

### દૂધ.

ભગુ—મોટાં બેન, આ તમે શું કરો છો ?

મોટા બેન—ભગુભાઈ, બાપાજીને ને બીજાને માટે ચા ગાળુ છુ તમારે પીવી હોય તો બેસો

ભગુ—પણ ચા એ શુ હશે એ જાણ્યા વિના કેમ પીવાય? અમારા ગુરુજી તો એક દહાડો કહેતા હતા કે ચા, પીવી, ચામા છુપુ ઝેર હોય છે, તે ઝાઝે દહાડે નુકસાન કરે છે, પણ ચા શું હશે તે હુ તો નથી જાણુતો

મોટા બેન—શુ તમારા ગુરુજી ચા નથી પીતા ?

ભગુ—ના મોટા બેન, અમારા ગુરુજી ચાને અડતા પણ નથી, તેમને કોઈ જાતનું વ્યસન નથી. તે એક તદ્દન સાદા અને પવિત્ર માણસ છે. અમને પણ વ્યસનથી દૂર રહેવાનું શીખવે છે.

મોટાં બેન—તમારા ગુરુ તો બહુજ ભલા છે, ત્યારે તમે રોજ ન પીશો, પણ આજે તો જરા ચાનો સ્વાદ જુઓ

ભગુ—ના, ના મોટા બેન, એવુ તો બોલશોજ નહિ એવી ખરાબ ચીજને મારે શા માટે અડવું પડે? હુ તો બાએ શ્રીઠાકોરજીને દૂધ ધરાવ્યું છે તે પીશ બા મને એ દૂધ મળવાનુ ને?

બા—બેટા ભગુ, તારે માટેજ એ દૂધ મે રાખી મૂક્યુ છે, તને હુ દૂધજ રોજ આપુ છુ. તારે એ દૂધ પીવું ચા તારે કદી ના પીવી.

ભગુ—જુઓ મોટા બેન, બાએ મારે માટે દૂધ સઘર્યુ છે, વળી તે પ્રભુને ધરાવેલુ, અંદર સાકર નાખેલી એટલે ગળ્યું ગળ્યું લાગે વળી માંહે બીજુ પણ કશુ નાખેલુ હોય છે. એવું મીઠુ મીઠું દૂધ પીવાનુ મુકીને કડવી કડવી ઝેર જેવી ચા કોણ પીએ? બા મને દૂધ આપશે એટલે હુ તો તેજ પી લઇશ

મોટાં બેન—ભગુભાઈ, ચાનુ વ્યસન ખરાબ છે, પણ તેની ટેવ પડે છે તેને પીધા વગર નથી ચાલતું (ભગુ દોડીને દૂધની કટોરી લાવી પીવા માડે છે)

ભગુ—મોટીબેન, આ દૂધમા શી મિઠાશ છે? બા મને રોજ આવુ દૂધ આપે છે. સાકર ને એલચી મેળવેલુ ને પ્રભુને ધરાવેલું દૂધ મળે પછી બીજી વસ્તુની ઇચ્છા કોણ રાખે?

---

## પાઠ ૩ જો.

### ફૂલની માળા.

નટુ—બા, હજી તે પ્રભુને જગાડ્યા નથી, આ તુ શુ કરે છે? આ લોઢાની સળીમાં ફૂલ કેમ પરોવે છે?

બા—બેટા નટુ, તારે જોવું હોય તો બેસ પેલા ફૂલ તે છાબમા જોયાં હતાં, તેની પ્રભુને માટે માળા બનાવુ છુ.

નટુ—બા, બા, તુ તો મને છેતરે છે, માળાજી તો દોરામા ફૂલ પરોવીને ગુથાય, આ તો તું સળીઆમા પરોવે છે!!

બા—(ખડખડ હસીને) તુ બેસતો ખરો, હમણા દોરા પર આ ફૂલ ચઢી જશે, ને તેની માળાજી બની જશે

(નટુ આ સાભળી નવાઇ પામ્યો અને બોલ્યો)

નટુ—બા, તે દિવસે તો મદિરમા આપણે દર્શન કરવા ગયા ત્યારે ફૂલની માળા પેલા કોઇકના હાથમા દોરાની હતી (દોરો લઇને બાયા પાછળ પરોવી ફૂલ દોરામા પરોવવાના માંડ્યા, નટુ જોઈને આશ્ચર્ય પામ્યો)

નટુ—બા, આ તો ખરી કળા કહેવાય, તુ તો ખરી છે ના મને આવી માળા ગુંથના શીખવીશ? મને શીખવે તો કેવી મજા પડે? પછી તો હુ રોજ ફૂલની માળા ગુથુ, ને શ્રીઠાકોરજીને પહેરાવુ મારા હાથની માળા પહેરીને પ્રભુ બિરાજે, તો હુ બહુ આનદથી દર્શન કરી લઉ

બા—નટુ, જરૂર હુ તને હવે માળાજી શીખવીશ, હુ ગથુ, ત્યારે તુ રમવા જઈશ નહિ, ને મારી પાસે બેસજે

નટુ—પણ બા, હુ રમવા ગયો હોઉં, તો તું મને બોલાવીશ નહિ?

બા—બેટા, જરૂર બોલાવીશ, તારે હાથે ફૂલની માળાજી આ સોયા વડે ગુંથાવીશ

( નટુ આ સાંભળી રાજી રાજી થઇ ગયો. )

નટુ—બા, ત્યારે તો મને જલદી આવડી જશે, આ ગુલાબના ફૂલ કાલે મોટા હતા, ને આજે નાના કેમ ગઈ ગયા

બા—બેટા નટવર, એને પાદડી હોય છે, એક ફૂલ બહુ પાદડીનું બનેલુ હોય, તેની પાદડી છુટી કરીને પરોવીએ તો માળા રૂપાળી થાય.

---

## પાઠ ૪ થો.

### આજે ફૂલ બહુ કેમ ?

નટુ—કનુ, જો આ મારી બા માળાજી બનાવે છે, તે પ્રભુને પહેરાવશે, પ્રભુનાં તારે દર્શન કરવા હોય તો બેસ, પણ બા, પ્રભુ તો વહેલા જાગે છે, અને આજે તુ આમ કેમ કરે છે ?

બા—નટુભાઇ, શ્રીઠાકોરજી જાગ્યા, મંગળા થઇ ગયા એ મંગળાનું દૂધ મે તને શું તે વખતે આપ્યું ન હતુ ?

નટુ—બા, મને તમે આજે દૂધ નથી આપ્યું, મને આજે તમે કેમ મંગળાનું દૂધ ન આપ્યું ?

બા—બેટા હુ ભુલી ગઇ આજે તો મંગળાનુ દૂધ ભગુભાઇ પી ગયા, તું હતો નહિ એટલે રહી ગયો.

નટુ—બા, ત્યારે તો તમને ભગુભાઇ વધારે વહાલા !

બા—ના બેટા, મારે તો બેઉ સરખા, પણ હું તે વખતે

ઉતાવળમાં હતી, એટલે તને ભુલી ગઇ.

( એવામાં ભગુભાઈ આવ્યા. )

ભગુ—નટુભાઇ. આજે મે તમારો ગુનો કર્યો છે, આજે બાએ મંગળાનુ દૂધ મને પીવા આપ્યું, તે વખતે તમે હતા નહિ, એટલે હુ એકલો પી ગયો.

નટુ—મોટાભાઇ, કંઈ નહિ, એમા શું થઇ ગયું? તમે પીધુ તોય શું ને મે પીધું હોય તોય શુ? પણ બા, તે આજ રોજના કરતા વધારે ફૂલ કેમ આણ્યા છે? રોજ તો નાની માળાજી બનાવે છે, આજે તો માળાજી બનાવી ને વળી કલગી બનાવી!!

બા—બેટા, નટુ, આજે આપણા ગુરુનો જન્મદિવસ છે, ને તેથી શ્રીઠાકોરજીને પણ વધારે આનંદ છે, માટે મોટા માળાજી પહેરશે

નટુ—બા, આપણા ગુરુજી કયા? તે કયા રહે છે? હું તો કશુ જાણતોય નથી.

બા—એ તો કામવનમા રહે છે, ત્યા શ્રીગોકળચંદ્રમાજી શ્રીઠાકોરજી બિરાજે છે, તેમની સેવા કરે છે.

નટુ—બા, એ અહીં કેમ નહિ રહેતા હોય, આપણે ઘેર રહે તો કેવું સારૂં?

બા—( ખડખડ હસીને ) બેટા નટુ, એ અહી પધારે છે, ગામે ગામ વૈષ્ણુવોને શરણે લેવા તથા દર્શન દેવા ફરે છે

નટુ—બા, બા, એ પધારે ત્યારે તુ મને દર્શન કરાવજે, હુ દર્શન કરીશ ને સુઈ જઇને પગે લાગીશ.

---

## પાઠ ૫ મો.

## તુલસીજીની માળા.

નટુ—મા, ગુરુ કોને કહેવાય? અમારા ગુરુ તો નિશાળમા રોજ આવે છે. તું એમનાં દર્શન કરવા કેમ નથી આવતી?

બા—(ખૂબ હસતા હસતાં) નટુ, તું તો ખરો છે તો. એ તો તને વિદ્યા ભણાવે છે, તેથી વિદ્યાગુરુ કહેવાય, ને આ મે તને કહ્યા, એ તો ધર્મગુરુ કહેવાય

નટુ—ધર્મગુરુ શુ કરે? આપણને એ શું આપે? માગ ગુરુજી તો વિદ્યા ભણાવે છે.

બા—બેટા, એ ધર્મગુરુ તો આપણને પ્રભુના નામનો મત્ર બોલીને માળા પહેરાવે, અને મોટા થઇએ ત્યારે નિવેદનનો મોટો મત્ર આપે અને પ્રભુનો માર્ગ બતાવે.

નટુ—ત્યારે મને તે કેમ માળા નથી પહેરાવરાવી?

બા—તુ નાનો હતો, ત્યારે તને માળા પહેરાવરાવી હતી, આપણા ગુરુદેવ આપણે ઘેર પધાર્યા હતા, ને તારે મોઢે મત્ર બોલાવીને માળા પહેરાવી હતી એવી માળા જો આજે પણ તારા કોટમા છે

નટુ—એની તો મને શરતેય નથી, ને મને તો મત્ર પણ યાદ નથી બા, તને આવડતો હોય તો એ મત્ર તો મને કહે. વળી આ માળા શાની થતી હશે? આ શાનું લાકડુ હશે?

બા—બેટા નટુ, એને લાકડુ ન કહેવાય એ તો તુલસીજીની માળા છે એ તુલસીજી સુકાય, ત્યારે તેની એવી માળા બનાવાય.

નંદુ—આપણા બારણામાં તમે રોજ પગે લાગો છો, એની આ માળા છે ?

બા—હા, બેટા.

નંદુ—એને તમે રોજ પગે શું કરવા લાગો છો ? એ તમને શું આપે છે ?

બા—બેટા નંદુ, એ પવિત્ર છોડ છે, પ્રભુજીને કોઈ વસ્તુ આપણે ધરાવીએ તો તુલસીજી હોય તોજ આરોગે છે તુલસીજીનાં દર્શન કરવાથી મન આનંદમાં રહે છે, તથા પવિત્ર બની જાય છે.

નંદુ—બા, ત્યારે હવે હુ પણ તમારી માફક પગે લાગીશ ને પાણી રેડીશ

બા—બેટા, પાણી બહુજ ચોકખુ ને પવિત્ર હોય તો રેડાય ને તુલસીજીને અડાય પણ નહિ. દર્શન પણ છેટેથી થાય

નંદુ—બા, ત્યારે તુ કેમ અડે છે ?

બા—બેટા, નાહીને પવિત્ર થઈને અડાય ને દર્શન પણ થાય

---

## પાઠ ૬ ઠ્ઠો.

## ફૂલની માળા પ્રભુને ધરાવી.

નંદુ—બા, તેં સવારમા પ્રભુને જગાડયા, ત્યારે માળા કેમ ન પહેરાવી ?

બા—બેટા, સવારમા મંગળામા ન પહેરાવાય.

નંદુ—ત્યારે કયારે પહેરાવાય ?

બા—શણગારમાં. પ્રભુ શણગાર ધરે તે સાથે ફૂલની માળા પણ પહેરે.

નટુ—હવે કેટલી વાર થશે ? માળા તો તમે બહુજ રૂપાળી બનાવી. મને આ તમારી માળા બહુજ ગમી છે, હુ પણ આવીજ માળા શીખીશ. હુ માળા કરૂં ત્યારે તું પ્રભુને ધરાવજે. બા, મને એ માળા હાથમા લઇને જોવા દે તો કેવું સારૂ ! !

બા—બેટા, ફૂલ કોમળ છે, ને દાબીને ઝાલીએ તો કરમાઈ જાય, કે ચુ થાઇ જાય.

નટુ—બા, હુ બહુજ ધીમેથી લઇશ

બા—જા પેલા કરવામાં જળ છે. હાથ ધોઇ આવ

(નટુ હરખભર્યો હાથ ધોવા ગયો ને આવીને )

નટુ—બા, બા, હું હાથ ધોઈ આવ્યો, હવે આપો.

બા—હાથ પે... ચોકખા કપડાએ સાફ કર

નટુએ હાથ સાફ કર્યા )

નટુ—(માળાજી હાથમા લઇને) બા. બા, કેવા રૂપાળા માળાજી છે, ફૂલ કેવાં સુવાળાં ને ઠ ડા છે ? આવા રૂપાળાં માળાજી પ્રભુ પહેરશે, ત્યારે બહુજ રૂપાળા દેખાશે. ( માળા હાથમા લેતા નટુની આખોમા હરખ ઉભરાવા લાગ્યો. )

બા—લાવ, હવે મોટા બેન પ્રભુજીને શણગાર કરે છે, તેમને માળાજી આપી આવું.

નટુ—બા, મોટાં બેન પ્રભુજીને શણગાર કરે છે ? હમણાં તો મોટાં બેન મેડે હતા.

બા—મેડેથી આવી નાહીને પવિત્ર થઈ અ દર પ્રભુ પાસે ગયાં છે, ને શણગાર કરે છે. (જઈને) મોટાં બેન, આ માળાજી લ્યો.

મોટાંબેન—છાબમા પધરાવો, હુ લઈ જાઉ છુ. (માળાજી લઈ જઈને પ્રભુને ધરાવ્યા પછી થોડી વારે દર્શન ખોલ્યા )

નટુ—બા, બા, કેવા રૂપાળા દર્શન થાય છે ? પ્રભુજી માળા તથા શણગાર પહેરીને કેવા બિરાજ્યા છે ? બા, એ મારી જોડે બોલે તો કેવુ સારૂ !

( આમ બોલતા નટુ હરખમા રડી પડયો )

બા—બેટા, તારા પર તો કૃપા કરે બોલે પણ ખરા

નટુ—હુ હવે ફૂલની માળા એમને માટે ગૂંથીશ, એટલે પછી મારી જોડે બોલશે બા, તુ એમને છાની માની કહેજે કે, મારા નટુભાઈએ આ માળાજી બનાવ્યા છે, એટલે પછી મારા પર રાજી થશે ને બોલશે

( મોટા બેનના ને બાના હસવાનો પાર ન રહ્યો ખૂબ હસ્યા, પોતાનો નાનો નટુ કેટલો ભોળો છે, તે વિચારી ખૂબ આનંદમા આવી ગયાં )

બા—( હસતા હસતા ) બેટા, તું માળાજી ગૂંથીશ એટલે વગર કહે પણ એ જાણી જશે. તુ માળાજી તો ગથતાં શીખ

---

## પાઠ ૭ મો.

## બા, તું પ્રભુને દૂધ કેમ પાતી નથી ?

નટુ—બા, આજે મને તમે ગોળ લાડું આપતાં હતા, તે ન આપ્યો

બા—નટુ, હું ભુલી ગઇ, એ બંટાભોગ કહેવાય શ્રીઠાકોરજી એ આરોગે છે.

નટુ—પણ બા, એ બંટાભોગ તો એમને એમ રહે છે, ત્યારે

પ્રભુ શુ ખાતા હશે? દૂધ પણ પ્રભુજીને ધરાવેલુ પાછુ લઈ લઈએ છીએ શુ તું બહુ બંટાભોગ પ્રભુ પાસે મૂકે છે, તેથી પ્રભુને ખાતા વધે છે?

બા—બેટા, પ્રભુની નજર એ ધરાવેલી વસ્તુઓ પર પડે એટલે પ્રભુ આરોગી જાય

નટુ—બા, ત્યારે તુ પ્રભુને દૂધ પાવા માટે તો પ્રભુ પાસે રહેતી નથી હુ નાનો હતો, ને તુ મને દૂધ પાતી હતી, એમ એમને તુ પાય તો પીએ નહિ? તુ તો દૂધ મુકીને બહાર નાશી આવે છે

બા—(ખૂબ હસીને) અરે નટુ, તારી વાત તો કઇ જુદીજ છે, તું તો ખરા સવાલ પૂછે છે તો પ્રભુ કોઇના દેખતા ન આરોગ.

નટુ—ત્યારે બા, તે તે દિવસે કહ્યુ હતુ કે, જશોદાજી પ્રભુને દૂધ સાકર નાખીને પોતાને હાથે પાતા, શુ એ વાત ખોટી?

બા—બેટા, જશોદાનો પ્રેમ પ્રભુ પર બહુજ છે (આંસુ સાથે બોલે છે) તેથી પ્રભુ તેમના ખોળામા રમે છે, તેમની જોડે બોલે છે, ને તમના હાથનુ સાક્ષાત આરોગે છે

નટુ—બા, ત્યારે આપણે પ્રભુને પ્રેમ લાવી આપીએ તો

બા—બેટા નટુ, પ્રેમ એ કઈ વસ્તુ નથી એ તો મનનુ વહાલ હોય તેને પ્રેમ કહેવાય

નટુ—બા, તને તો પ્રભુ બહુજ વહાલા છે રોજ સેવા કરે છે, ભજન કરે છે, વળી માળા ફેરવે છે, વળી ચોપડી વાંચે છે, તોય આવું કેમ બોલે છે?

બા—બેટા, પ્રભુ કૃપા કરશે, ત્યારે સા થશે. આપણી સેવાનો શો હિસાબ? એ તો પ્રભુ છે, મોટા છે.

---

## પાઠ ૮ મો.

## નામદેવજી.

નટુ—બા, ત્યારે જેમ જશોદાજી પાસે ભગવાન દૂધ પીતા ને જશોદાજી પાતા, એવા કોઇ હાલ ન હોય કે પ્રભુ તેની સાથે બોલે ને તેના હાથનું દૂધ પીએ?

બા—નટુ, આપણે આજે પ્રભુને ધરાવીએ તે બધુ પ્રભુ આરોગી જાય છે, પ્રભુ અલૌકિક એટલે અલૌકિક રીતે આરોગે છે.

નટુ—હું આમાં તો કંઈ ન સમજ્યો. મને તો વાત કહે તો સમજાય.

બા—સાભળ, એક તારા જેવા નાના સરખા ભક્તની વાત કહુ (આ સાભળીને નટુ તો આનંદમા આવી કાળલીઓ કરવા લાગ્યો.)

નટુ—બા મને તું સારી વાત કહે. સાભળવાની મજા પડે

બા—એક વૈષ્ણવ હતા, તેમને નામદેવ કરીને એક નાનો દીકરો હતો, આ વૈષ્ણવ રોજ શ્રીઠાકોરજીની સેવા કરતા, ત્યારે નામદેવ પણ ઘણીવાર પાસે બેસતો. નામદેવ પ્રભુના પ્રેમથી દર્શન કરે, પોતાના બાપાજી સેવા કરે, તે ટગર ટગર જોઈ રહે. કોઇવાર એ નાના નામદેવને પણ સેવા કરવાનુ મન થઈ જાય. કોઈવાર એના બાપાજીને એ કહે કે બાપાજી, હુ સેવા કરૂ? ત્યારે એના બાપાજી કહે કે, મોટો થાય ત્યારે સેવા કરજે. નામદેવને સેવા કરવાનું બહુજ મન થાય, પણ શુ કરે? એવામાં એક વાર એના બાપાજીને પરગામ જવાનુ થયું. એટલે નામદેવને કહ્યું, બેટા નામાજી, આલે સેવા તું શ્રીઠાકોરજીની કરજે નામદેવ તો આ સાંભળી રાજીરાજી થઇ ગયો, ને આનં-

દમા ને આનદમા કૂદવા લાગ્યો, અને હરખના આસુ આવી ગયા પોતાના બાપાજી શ્રીઠાકોરજીને દૂધ મગળામાં ધરાવતા, તે તેણે જોયું હતુ, તેથી તે એમ જાણતો કે, એ દૂધ માગ બાપાજી ધરાવે છે, તે શ્રીઠાકોરજી પી જાય કે હવે એના બાપાજી તો પરગામ ગયા, સાજ પડી ને રાતે નામદેવજી સુઇ ગયા, પણ રાતે ઉંઘ પણ આવે નહિ રાતે વારવાર જાગે ને બોલે કે બા, ઉઠને સવાર થઇ જશે, ને શ્રીઠાકોરજી તો ભૂખ્યા થયા છે, આપણી ગાય દોહી દે, એટલે હુ પ્રભુને દૂધ પાઉ ત્યારે એની બા કહે બેટા હજી બહુ રાત છે, સુઇ રહે, સવારમા તને ઉઠાડીશ પણ નામદેવજીને તે ઉંઘજ શાની આવે? નામદેવને સેવા કરવાના ઉમગકનો પાર નહોતો, વારવાર પથારીમા બેઠો થાય ને બોલે કે, બા સવાર થયું કે? તેનાં બા તેને શાતિ આપે ને કહે બેટા, આવું કેમ કરે છે? ઉંઘી જા હજી રાત બહુ છે. આમ આ બાળ ભક્તને આખી રાત ઉંઘ ન આવી કયારે સવાર થાય ને સેવા કરૂ? ક્યારે સવાર થાય ને સેવા કરૂ? એમ મનમા ને મનમા વિચારે. આખી રાત આમ થવાથી મનમા વિચાર કરે કે, આજની રાત પણ બહુજ લાબી થઇ છે ઓ રાત, હવે તું જતી રહે, ને મારે પ્રભુને દૂધ પાવુ છે, આમ બોલીને રડવા લાગ્યા આ બધી વાત શ્રીઠાકોરજી તો જાણતાજ હતા

નટુ—બા, ભગવાન તો અહી નામદેવજી પાસે હતાય નહિ, શી રીતે જાણે?

બા—નટુ, ભગવાન તો આપણે પણ જે જે કરીએ, તે જાણે છે એમને આપણી વાતની ખબર પડે છે, બધે તે બિર

## પાઠ ૯ મો.

## નામદેવની સેવા.

આ વાત ચાલતી હતી, એવામા ભગુ બહાર રમવા ગએલો તે દોડતો આવ્યો ને નટુ જોડે બેઠો

નટુ—ભગુભાઈ, બા આજે મને સારી સારી વાત કહે છે, મને સાભળવાની બહુ મજા પડે છે, સાભળવી હોય તો તમે પણ બેસો

ભગુ—બા, આ નટુભાઇને તમે વાતો કહો છો, ને મને તો કદી કહેતા નથી

બા—ભગુ, તું તો બહુ રમતીઆળ છે, નટુભાઈ તો મારી પાસે રોજ બેસે છે, ને મને પૂછે છે, વળી ઠાકોરજીના દર્શન કરે છે, અને તુ તો કશું કરતો નથી, વળી નટુનો તો સગ પણ રાખતો નથી

ભગુ—બા, હવે હુ નટુભાઈની જોડેજ રમીશ, એટલે વાતો સાંભળવાની મજા પડશે

નટુ—મોટાભાઇ, હવે તમે છાના રહો તો બા અધુરી વાત કહે

ભગુ—બા, બા મને પહેલેથી નહિ કહો ?

નટુ—અધુરી છે તે કહેવા દો, પછીથી હુ તમને આગળની વાત કહીશ. બા હવે આગળ કહો

બા—સવાર થયું, તે પહેલાં તો નામદેવ જાગી ગયો, અને તેની મા ગાય દો'તી હતી, તેની પાસે પ્યાલો લઇને ઉભો રહ્યો, અને કહે છે કે બા, બા, મારા પ્રભુને પાવા માટે દુધ આપ. એટલે એની બાએ કહ્યું કે, તું નાહીને પછી આવજે, એટલે હુ દુધ તને આપું છું. એની મા

ગાય દોહીને ઉઠી અને નામદેવને નવરાવ્યો, નાહીને નામ દેવે પ્રભુને જગાડીને તેની માએ દૂધ આપ્યું, તે દૂધ પ્રભુના મુખ આગળ મુકયું પછી બે હાથ જોડી કહે છે કે હે ભગવાન, તમે રાતના ભૂખ્યા થયા છો, માટે આ દૂધ પી જાઓ, પ્રભુએ દૂધ આરોગી લીધુ, પણ દૂધ એમને એમ રહ્યુ, કારણ કે પ્રભુ કોઈ ચીજ આરોગે છતા તે તેટલીને તેટલીજ રહે છે હવે નામદેવજી તો આખો મીંચી ગયા. કારણ કે એમને એમ લાગ્યુ, કે હુ નાનું છોકરૂ છુ, એટલે પ્રભુજી મારાથી શરમાય છે, ને દૂધ પી જતા નથી. વળી છાના છાના આખ ધીમે રહીને ઉઘાડીને વચ્ચે વચ્ચે જોતા જાય કે, જોઉ તો ખરો કે, પ્રભુ દૂધ શી રીતે પીએ છે ! ! આખરે પ્રભુએ દૂધ ન પીધુ, એટલે નામદેવજી ખૂબ રડવા લાગ્યા, ને બોલવા લાગ્યા કે, ઓ ભગવાન, હુ નાનો છુ, તેથી મારા હાથનુ દૂધ નથી પી જતા, મારા બાપાજીના હાથનું તો રોજ પી જતા, આખરે તેની માએ નામદેવને રડતા જોયા, એટલે તે આવી પહોચી, અને સમજાવવા લાગી, પણ નામદેવ માને નહિ. " ઓ બા, તું પણ મને છેતરે છે." આખરે ન માનવાથી એની મા પણ થાકીને ઘરકામે વળગી. પરિણામે નામદેવને તો ખૂબ તાવ આવ્યો, ને રડે રડે તે પાર વિનાના. રડતાં રડતાં બે ભાન થઇ ગયા. ચોધાર આંસું જાય છે. આખરે નામદેવનું દુ:ખ પ્રભુથી ન સહેવાયું, એટલે એકદમ ત્યાં પધાર્યા, ને નામ દેવજીને માથે હાથ મુકી દૂધ પીવા લાગ્યા. નામદેવજી રડતા બંધ થઇ ગયા, ને ખુશી થઇ ગયા, ને પ્રભુ

લાગ્યા કે, એ. પ્રભુજી, તમે મારા પર કેમ રિસાયા હતા ? પ્રભુએ કહ્યું કે નામદેવ, મે તારૂ દૂધ તો ક્યારનુંય પીધું છે હું કોઈના દેખતા આરોગતો નથી તમે આડાઇ કરી તેથી તમારા પ્રેમને લીધે મારે આરોગવુ પડયુ નામદેવજી પગે લાગ્યા આ વા ભાગ્યભક્તો આપણા દેશમા થઇ ગયા છે

---

## પાઠ ૧૦ મો.

### કવિતા.

#### દોહરા.

સવારના જાગ્યા પછી, દેવુ પ્રભુનુ નામ
પછી પથારી છોડીને, કરવુ બીજુ કામ
સારી રીતે નાહીને, તિલક કરવુ ખાસ
થોડીવાર પ્રભુ ભજી, જાવુ માતા પાસ
માતાને પાયે નમી, તાતને નમવુ પાય,
ત્યાર પછી સૌ કામમા, મન હરખે જોડાય

---

## પાઠ ૧૧ મો.

### પવિત્ર વનસ્પતિ.

નંદુ—બા, આ પેલુ જોને કોઈક પેલા ઝાડની ચારે બાજુ ફરે છે, એ શા માટે એમ કરે છે ? તુ તો કદીએ એની ચારે બાજુ ફરવા નથી જતી

મા—બેટા, એ તારી કાકી જયકોર છે, એ ઝાડ પીપળાનું છે પીપળાનું ઝાડ આપણા ધર્મમા બહુ પવિત્ર મનાય

છે જે એ ઝાડની પ્રદક્ષિણા કરે, તથા પગે લાગે, એને પુણ્ય થાય છે, કેટલાક પીપળાના થડની આજુબાજુ જળની ધાર પણ કરે છે આવી રીતે પુણ્ય થાય માટે પીપળાની સેવા કરવામા આવે છે પીપળાની હવામા તથા એની અંદર પણ ઘણા ગુણ છે

નટુ—બા, ત્યારે પીપળા જેવુ બીજુ કોઈ ઝાડ પવિત્ર હશે'

બા- કેમ નટુ, તને મે તે દિવસે એક પવિત્ર છોડનુ નામ કહ્યુ હતુ, તુ ભુલી ગયો?

નટુ—હા, બા, મને યાદ આવ્યું. તમે તુલસીજીને પવિત્ર કહ્યા હતા, તેની માળાઓ થાય છે, તથા તેના પાન પ્રભુની સેવામા ઉપયોગમા આવે છે એવુ તમે કહ્યુ હતુ

નટુ ‑બા, આ તુલસીજી ને પીપળાં સિવાય બીજી કોઈ વનસ્પતિ પવિત્ર હશે ?

બા—નટવર, દરેક વનસ્પતિ થોડા કે વધારે ઉપયોગી છે વનસ્પતિ બધી પરોપકારી છે પવિત્ર વનસ્પતિમાં તો એક સમડી છે સમડીને છોકર પણ કહે છે આ વૃક્ષ બહુ પવિત્ર છે, તેથી દશેરાએ તેનું પૂજન થાય છે આપણા શ્રીમહાપ્રભુજીએ બેઠકો સ્થાપી છે, તે ઘણી ખરી સમડીનાજ ઝાડ નીચે સ્થાપી છે પોતે સમડીના ઝાડ નીચે બિરાજતા દુર્વા કે ધરો પણ પવિત્ર ઘાસ છે એ સિવાય દર્ભ અથવા દાભ પણ પવિત્ર છે, દર્ભના આસનો સેવામાં ઉપયોગી છે, પણ આપણા પ્રભુને તો બહુ ઉપયોગી સુખડ છે, સુખડને ચંદન પણ કહે છે,

શ્રીઠાકોરજીને ઉનાળાના ગરમીના દિવસોમા ચ દન ઉપયોગી થઈ પડે છે એ સિવાય ફૂલના ઝાડ અથવા છોડ પણ ઉપયોગી હોવાથી પવિત્ર છે, પ્રભુના ઉપયોગમા આવે તે બધી વનસ્પતિ પવિત્ર કહેવાય કેટલાક લોકો બીલીને પણ પવિત્ર માને છે. પણ પ્રભુન ઉપયોગી વનસ્પતિજ સામાન્ય રીતે વધારે પવિત્ર મનાય છે, ને તેજ પવિત્ર છે

---

## પાઠ ૧૨ મો.

### ફૂલના છોડ.

નટુ—મા, આ ફૂલ બધા આવતા હશે, તે ક્યાંથી આવતાં હશે ?

બા—નટુ, એ બધા બાગમાથી આવે છે, બાગમાથી માળીઓ લાવીને વેચે, અને જેને જોઇએ તે માળીને ત્યાથી લઇ આવે.

નટુ—બા તે મને તે દિવસે કહ્યુ હતુ કે, આપણે બાગમા ફરવા અને જોવા જઇશુ, એ બાગમાં ફૂલ થતા હશે ?

બા—નટુ, આપણે એક દિવસ બાગ જોવા જઇશુ જેમા ફૂલ ઝાડ ને ફૂલના છોડ વાવ્યા હોય તેને બાગ કે બગીચો કહેવાય કોઈ કોઈ લોકો બગીચામા કળના છોડ પણ વાવે છે

નટુ—આપણે ઘેર તો ગુલાબના ને મોગરાના ફુલ આવે છે, બા, એ મોગરાના ને ગુલાબના ઝાડ કેવડા થતા હશે ?

બા—નટુભાઇ, મોગરાના વેલા થાય, ને તે વેલા પર ધોળા મોગરાનાં ફુલ બેસે મોગરાની કળી બહુજ રૂપાળી દેખાય છે ગુલાબના છોડ થાય, ને તેના છોડ પર ઝીણા ઝીણા કાટા હોય છે ગુલાબના ફુલની સુગધિ ધીમી, મીઠી તથા બહુ ઠડી હોય છે, આ ફૂલનો રગ બહુ રૂપાળો દેખાય છે. આથી પ્રભુના ઉપયોગમા તે આવે છે ગુલાબના સુકાએલા ફૂલમાથી અત્તર નીકળે છે, તે પણ પ્રભુના ઉપયોગમા આવે છે મોગરાનાં ફૂલ પણ તદ્દન ધોળા હોઇ રૂપાળા દેખાય છે, તેની સુગધિ પણ મીઠી અને જલદ છે તે પણ પ્રભુની સેવામા ઉપયોગી થઇ પડે છે આ ફૂલમાથી પણ અત્તર નીકળે છે, તે શ્રીઠાકોરજીની સેવામાં ઉપયોગમા આવે છે. વળી જાઇ, જુઈ, બારસલી તથા કમળના ફૂલ પણ પ્રભુ સેવામા ખપ લાગે છે જે જે ફૂલમા સુગધિ હોય છે, તે તે ફૂલ પ્રભુને ઉપયોગી થઇ પડે છે, ફૂલ પ્રભુને બહુ વહાલા છે તે તદ્દન સ્વચ્છ ને રૂપાળા તથા સુગધિવાળા હોવાથી પ્રભુને બહુજ ગમે છે, જો આપણે પણ સ્વચ્છ રહીએ, મન પવિત્ર રાખીએ, ને સારા કામ કરીએ, તો પ્રભુને વહાલા લાગીએ, ફૂલ આપણને શિખામણ આપે છે કે, તમે મારા જેવા શુદ્ધ પવિત્ર ને પ્રેમી થશો, તો પ્રભુ તમારા પર રાજી થશે જો પ્રભુને વહાલા થવું હોય તો કોમળ મન રાખવુ કોમળ વાણી બોલવી, બધાને પ્રેમની નજરે જોવા, આ વાતો યાદ રાખવી જોઇએ.

---

## પાઠ ૧૩ મો.

## પ્રહ્લાદજી.

બા—નટુ, અને ભગુ, આવો એક વાત કહુ (નટુ ને ભગુ વાત સાભળવાની લાલચે દોડતા આવ્યા )

ભગુ—બા, વાત કહે. નટુ આવ જો, બા વાત કહે છે

બા—એક હિરણ્યકશિપુ કરીને રાક્ષસ હતો, તે રાજા હતો અને બહુ જબરો હતો પણ અધર્મી ને પાપી હતો લોકોને દુખ દેતો હતો

નટુ—બા, રાક્ષસ કોને કહેવાય ?

બા—બેટા નટવર, જે પાપી કામ કરે, પવિત્ર માણસોને દુખ દે, ગાયોને પજવે, એ રાક્ષસ કહેવાય આ હિરણ્યકશિપુ એવો હતો, એને પ્રહ્લાદજી કરીને એક નાનો છોકરો હતો, આ પ્રહલાદ તો બહુ પવિત્ર હતો, સવારમા ઉઠતા પ્રભુનુ નામ દે, દિવસે પણ નાહીને પ્રભુનુ ભજન કરે નિશાળમા ભણવા જાય ત્યારે પણ પોતાના ભાઇબધો જોડે ભગવાનની ને ભગવાનનીજ વાતો કરે હવે આ વાત તો પેલા એના બાપને ન ગમી પાપી માણસોને પવિત્ર કામ નથી ગમતા, ભગવાનનુ ભજન આ હિરણ્ય કશિપુ કોઇને કરવા દેતો ન હતો, જે કોઇ પ્રભુનુ ભજન કરે, તેને બહુ દુખ દેતો આથી પોતાના છોકરા પ્રહલાદને પણ એણે દુખ દેવા માડયું, પોતાના છોકરાને તેણે બો લાવીને પૂછ્યું કે, તું નિશાળમા શુ ભણે છે ? પ્રહલાદે કહ્યુ કે, જગતમા સૌથી જબરા ને મોટા તથા પવિત્ર

ભગવાનનું ભજન કરવું એવું હું ભણું છું. આ સાંભળી-ને એના બાપને બહુ રીસ ચઢી પ્રહ્લાદને તો પર્વત પરથી ગબડાવ્યો પણ પ્રભુનું ભજન કરતો કરતો ગબડ્યો એટલે વાગ્યુ નહિ, વળી અગ્નિમા બાળવા નાખી દીધો, પણ ભજન કરવાથી ન દઝાયો, છેવટે એક મોટો લોઢાનો થાભલો બનાવ્યો તેને ભોંયમા ઉભો રોપ્યો, પછી ખૂબ ધગધગતો ઉનો કર્યો, ને પ્રહ્લાદને કહ્યુ કે, આ થાંભલાને વળગી પડ પ્રહ્લાદ થાભલાને વળગે એટલે તેને થાભલે જડીને કે બાધીને મારી નાખવો એવો એના બાપનો વિચાર હતો.

મગુ—બા, એ બિચારાને કેટલુ બધુ દુખ પડશે? હવે તો એને ઉને થાભલે બઝાડશે, એટલે શી વલે થશે? આમ બોલી ભગુ રોઇ પડ્યો, ને બોલ્યો બા, એનો બાપ બહુ ખોટો કહેવાય

બા—ભગુ, રડીશ નહિ, તુ સાભળ તો ખરો, ભગવાન એને બચાવશે જે પ્રભુનું ભજન કરે છે. એને પ્રભુ દુખી ન થવા દે, ભગવાન્ એને હમેશા સહાય કરે છે થાભલો તો ખૂબ ધગધગતો થયો એટલે પ્રહલાદ તો એમના બાપની આજ્ઞાને લીધે દોડીને વળગી પડ્યા થાભલો તો મોટા ધડાકા સાથે ભડાક કરતો ફાટ્યો, ને અંદરથી ભગવાન પ્રકટ થયા એ ભગવાન બહુજ ગુસ્સામા નીકળ્યા, માથુ સિંહ જેવુ હતું, ને હાથ પગ માણસ જેવા હતા, આથી તેમનુ નામ નરસિંહ ભગવાન પડ્યું. પછી એ નરસિંહ ભગવાને તો દહાડો આથમતી વખતે એ

હિરણ્ય કશિપુને ઝાલીને નખવતી ફાડીને મારી નાખ્યો પછી પ્રહલાદજીને ગાદી પર બેસાડી દીધા, એ પ્રહલાદ' એવા નાનપણથી ભગવાનના ભક્ત હતા તેથી ભગવા તેમને મદદ કરીને બચાવ્યા

નટુ—બા, ભગવાન તો બહુ દયાળુ કહેવાય, જુઓને ? પ્રહલાદજીને કેવી રીતે ઉગાર્યા ? બા તુ આ ભજન : છે, તે તેથી કરે છે ?

બા—નટુ, પ્રભુને ભજીએ, તો પ્રભુ આપણને સુખી કરે. આ પણ મન પવિત્ર રાખે, આપણને આનદ થાય, આપણ પાસે સારા કામ કરાવે, ને અનેક રીતે આપણને મદ કરે, માટે પ્રભુને તો દરેક માણસે ભજવા જોઇએ

---

## પાઠ ૧૪ મો.

## પ્રભુ સૌ દેવથી મોટા છે.

નટુ—બા તું ક્યા જાય છે ?

બા—નટુ, હું મદિરમા જાઉં છુ તારે આવવુ છે ?

નટુ—બા, હું ચાલો તમારી જોડે આવુ, પણ મને દર્શ કરાવશો ?

બા—હા, ચાલ તને સારા કરીને દર્શન કરાવીશ

નટુ—બા, આ કોણ છે, ને શું કરે છે ?

બા—એ કોઇ દેવ છે, ને એ માણસ એ દેવને પગે લાગે છે

નટુ—ત્યારે બા, તું એ દેવને કેમ પગે લાગતી નથી ?

આ—બેટા નંદુ, પ્રભુ બધા દેવથી મોટા છે, જે સૌથી મોટા દેવ પ્રભુને ભજે છે, તેને બીજા દેવને ભજવાની કે પગે લાગવાની જરૂર રહેતી નથી

નંદુ—બા, દેવ ક્યા ક્યા કહેવાય ? ને એ શુ કરે ?

બા—નંદુ સાભળ, દેવો એ શ્રીભગવાનના દાસ કે સેવક છે, શ્રીભગવાને તેમને જુદા જુદા કામ સોપ્યા છે, તે તેઓ કર્યાં કરે છે. એ સૌ દેવોના રાજા તો શ્રીભગવાન જ છે, માટે ભગવાન બધાથી મોટા છે, ભગવાનથી સૌ દેવ બીએ છે પણ ભગવાનને કોઇનો ભય નહિ. સાભળ, તારે દેવોના નામો જાણવાની જરૂર નથી. એક પ્રભુનુ નામ જાણીએ એટલે ચાલે પણ જ્યારે તુ પૂછે છે ત્યારે કહુ છુ, વિષ્ણુ, બ્રહ્માજી, શિવજી, ઇદ્રરાજા, વરૂણ, સૂર્યદેવ, ચદ્રદેવ, યમદેવ, હનુમાનજી આ બધા નાના દેવ છે, ને શ્રીરામ તથા શ્રીકૃષ્ણ એ સૌથી મોટા દેવ છે એમને શ્રીભગવાન કહેવાય

નાના દેવોનું આપણા ઉપર કશુ જોર નહિ, કારણ કે આપણા પર શ્રીભગવાનની કૃપા રહી, આપણે તો પ્રભુનો આશરો છે, એટલે જે પ્રભુનો આશરો કરે તેને બીજાની સેવાની શી જરૂર છે ? ને બીજાનું તેના પર કશું ચાલે નહિ જુઓને પ્રહલાદની વાતમાં પ્રહલાદપર એના બાપનું કશુ ચાલ્યું ? ના, ચાલ્યું. માટે આપણે તો પ્રભુનુ જ ભજન કરવુ જોઇએ, આપણે પ્રભુનું ભજન કરીએ, તો આ પ્રભુના સેવક જેવા બીજા

દેવો પણ રાજી થાય છે, અને આપણને મદદ કરે છે પ્રભુ પોતે જ (શ્રી ગીતાજી નામની એક ચોપડીમા અર્જુનને કહે છે કે, જે બીજા દેવને ભજે છે તે અજ્ઞા છે અને મને ભજે છે તે જ્ઞાની છે માટે આપણે શ્રીભગવાનની સેવા કરીએ, તેનુ ભજન કરીએ, તે કીર્તન કરીએ, એટલે બધુય આવી ગયું.

નટુ—બા, ત્યારે આ બીજા પ્રભુને કેમ નહિ ભજતા હોય

બા—નટુ જેને પ્રભુ પવિત્ર બુદ્ધિ આપે, ને જેના પર પ્રભુ' કૃપા હોય તેનેજ પ્રભુનુ ભજન કરવાનુ સુઝે છે. પવિ દવી જીવો એટલે ભકતો પર પ્રભુની કૃપા હોય છે, તે તેઓ પ્રભુને ભજે છે, પછી મંદિરમાં શ્રીઠાકોરજી દર્શન થયાં એટલે સૌ દર્શન કરવા લાગ્યાં નટુને તે બાએ ઉંચકીને દર્શન કરાવ્યા, એટલે તે જે જે કરતે રાજી રાજી થઇ ગયો

---

## પાઠ ૧૫ મો.

## દેવોનાં કાર્ય.

બા—નટુ, પ્રભુ તો સૌ દેવોના રાજા છે, બધા દેવ પ્રભુ દાસ છે ને પ્રભુએ સોંપેલા કામ કરે છે, વળી દેવો ઉપ જ્યારે સંકટ આવે છે, ત્યારે તેઓ પ્રભુને શરણે જા છે, એટલે પ્રભુજી તેમનુ દુઃખ ભાગે છે.

નટુ—બા, એ દેવોને પ્રભુએ શાં શા કામ સોંપ્યાં છે?

ા—નટુ, તે હું તો બરાબર નથી જાણતી. જા, જઈને તારા બાપાજીને પુછી જો.

નટુ દોડતો તેના બાપાજી પાસે ગયો.)

—બાપાજી, મારી બા કહે છે, બધા દેવ પ્રભુના દાસ છે, તો પ્રભુએ એ દેવોને શા શા કામ સોંપ્યા છે તે મને કહો

ાપાજી—નટુ, તુ તો બહુજ જબરો છે, આજથી તારે આ શુ ?

ટુ—શુ બાપાજી મારી બા તો મને રોજ સારી સારી વાતો કહે છે ને હુ આનદથી સાભળુ છું, આ તો મારી બાને નહોતું આવડ[illegible] માટે તમને પુછવા આવ્યો.

ાપાજી—સાભળ, વિષ્ણુને શ્ર[illegible]ગવાને જગતનું પાલનપોષણ કરવાનુ કામ સોંપ્યુ છે, તે બધા જગમા વ્યાપીને બધાનુ પાલનપોષણ કરે છે બ્રહ્માજી આ બધી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, ને શિવજીએ સૃષ્ટિનો સહાર કરે છે. ઇદ્રરાજા સ્વર્ગનો રાજા છે. ને તે જે જીવ પુણ્ય કરે છે તેને સ્વર્ગમા લઈ જઈને સુખ આપે છે બળનો અધિપતિ છે વરૂણદેવ જગમા વરસાદ વરસાવે છે, પણ તે ઇદ્ર રાજાની આજ્ઞાને આધીન છે ગણપતિ કોઈ પણ લૌકિક કામ જલદીથી પુરૂ કરવામાં માણસ મદદ કરે છે આમ સૌ દેવોને પ્રભુએ કામ સોંપ્યાં છે, તે તેઓ કરે છે, પણ ભકતો પર તેમની સત્તા નથી. ભગવાને ભકતોને તો પોતાનુ ભજન કરવાને સૃષ્ટિમાં બનાવ્યા

છે, એટલે તેઓ તો પ્રભુનીજ સેવા કરે છે, તેમને બીજા દેવને ભજવાની કે સેવવાની જરૂર હોતી નથી, રાજા ઓળખાણ થયા પછી હલકાની ઓળખાણની શી જ છે ? ખરી રીતે પ્રભુની સેવામા આખા જગતના બ. દેવોની સેવા આવી જાય છે, માટે આપણે તો બી કોઇ દેવની વાત ન કરતાં શ્રીભગવાનની સેવા ને ભજ, કરવુ જોઈએ. આમ છતા કોઇ દેવનો તિરસ્કાર ન થા પ્રભુના સેવક તરીકે એમને ગણવા જોઇએ, અને એ રી આપણે તો આપણા પ્રભુનેજ વળગી રહી તેમાજ લી થવુ જોઇએ.

---

## પાઠ ૧૬ મો.

## શ્રીકૃષ્ણનું રમકડું.

બા—નદુ, આ જે બધા દેવોના રાજા છે, ને સાથી મોટાઃ મોટા દેવ છે, તે શ્રીકૃષ્ણ છે તે નંદરાયજીને જશોદાજી ત્યાં પ્રકટ થયા હતા એ પ્રભુની આ આપણે દે સેવા છે. આ પ્રભુ છે, તે સૌ દેવોના ઉપરી એ શ્રાવણ વદ આઠમે ચોમાસામાં પ્રકટ થયા હ નાનપણમાં એમણે વ્રજના લોકોને બહુજ આનંદ આ હતો, એક દિવસ તે બહાર પારણામાં પોઢયા હત ત્યારે આકાશમાં ચાંદો ઉગ્યો, આ જોઇને પોતાની બા કહે છે બા, બા, મને પેલું રમકડું આણી આપો. મ રમવું છે, માતા જશોદાજી કહે છે, બેટા, ચાંદો બહુ

હીચો છે, એ ન લેવાય, ને ન રમાય, બીજુ કશુ રમકડુ માગો પ્રભુ તો ખૂબ રડવા લાગ્યા, ને રડતા રડતા કહેવા લાગ્યા કે ના, મને એજ રમકડુ જોઇએ બધા વ્રજના લોક ખૂબ ગભરાયા. પછી નન્દરાયજીએ ને જશોદાજીએ એક કળા કરી. એક થાળીમા પાણી રેડયું અને તેમા ચન્દ્રમાનો પડછાયો બનાવ્યો, પ્રભુ તો પકડવા જાય, પણ ચાંદો હાથમા ના આવે. આથી પ્રભુ હસવા લાગ્યા ને ચાંદાને કહે છે કે, આવ, તને રમાડુ, નહિ મારૂ, આપણે સાથે રમીશુ. માતાજીને કહે છે કે ઓ બા, આ ચાંદો જુઓ, મારાથી બીએ છે, ને સંતાઈ જાય છે, હુ ના કહુ છું તો પણ બીએ છે. જો, મારી પાસે બહાર આવે તો હુ રમાડું આમ બોલે ને હસે ને આંખમાંથી આનંદના આંસુ ગરે પછી જશોદાજીને કહે છે કે, ઓ બા, હુ કેવો જબરો છું કે, આ ચાંદો પણ મારાથી બીએ છે? તુ મને ખૂબ મેવા, મીઠાઈ, માખણ, દૂધ વગેરે ખાવાનું આપ, આપ કર, એટલે મોટો થઈ જાઉં ને જબરો થઈને સૌ વેરીઓને પાંસરા કરૂં, જશોદા તો આ સાભળી ખૂબ હસ્યા, ને પ્રભુને આનંદથી ખોળામાં લઇને બચી કરવા મંડી પડયાં.

નટુ—બા, આ પ્રભુ તો ખરા કહેવાય તો, કેવો આનંદ કરાવે છે ને કેવું રમે છે?

---

## પાઠ ૧૭ મો.

## ફૂલની સાથે રમત.

**કનુ**—ઓ ફૂલ આવ. અહીં આવ, એ પાખડી ઉપર રહીને માની સોડમા શુ હિચકા ખાય છે ? મને તારી જોડ રમવાનુ બહુ ગમે છે. તુ કોમળ છે, પવિત્ર છે, સુંદર છે, નિર્મળ છે રસિક છે વાહ, તારા ગુણનો પાર નથી આવ આપણે રમીએ તુ મારી સાથે રમે તો મને બહુ મજા પડે !!

**ફૂલ**—કનુભાઇ, તમે કહો છો, તે વાત ખરી છે, પણ હુ કોમળ છુ, તેથી તમારી પાસે મને ઇજા થવાની બીક લાગે જો હુ તમારી સાથે રમવા આવુ, તો ચોળાઈ જાઉં ને ચુથાઈ જાઉ માટે તમે તમારા જેવા ભાઈબંધો સાથે રમો હુ કોમળ છુ, તેથી મને મારા કરતા પણ કોમળ શ્રીભગવાન સાથે રમવાનુ બહુ ગમે છે હુ પ્રભુ સાથે એક દિવસ રમીને મારી જિંદગી પુરી કરી આનંદી થાઉ છુ પ્રભુ સાથે સદા રમવુ એજ જીવનનુ કામ છે ડાહ્યા માણસોએ આખા જીવનમા પ્રભુ સાથેજ રમવુ જોઈએ કનુભાઇ, તમે પણ જો પ્રભુ સાથે રમો, તો બહુજ મજા પડે માટે મારી સાથે અથવા બીજા સાથે રમવાનું છોડી પ્રભુ સાથે રમો

**કનુ**—અરે કોમળ કુસુમ !! તારી વાણી બહુ મીઠી છે, ખરે ખર, તમે બધા પ્રભુ સાથે રમવાજ પ્રકટ થાઓ છો, માટે તમારી વાણી બહુ કોમળ છે મને તમે મારી જોડે

અમીને પ્રભુ સાથે રમવાનું શીખવો, એટલે હું પણ પ્રભુ સાથે રમવા મંડી પડું.

ફૂલ—ના, ના, અમને એવું પાલવે નહિ. અમે જો તમારી સાથે રમીએ, તો પ્રભુ સાથે રમવા લાયક ન રહીએ, માટે તમેજ તમારી મેળે રમો. હું તો પ્રભુ સાથે જ રમીશ

કનુ—ઓ કુસુમ !! તું મારા હાથમાં આવ. હું તને નહિ ચોળવા દઉં. બહુ મિઠાશથી ને કોમળતાથી તારી સાથે વર્તીશ, અને જાળવીને મારી બા પાસે લઇ જઈશ. મારી બા તને પ્રભુ પાસે લઈ જશે, મારે ઘેર પ્રભુજી બિરાજે છે. મારી બા તમારા જેવાં બીજાં ફૂલ લાવી તેમને એકઠા કરી માળા બનાવી પ્રભુને પહેરાવે છે આજે તને પણ તેમની સાથે પ્રભુ પાસે લઇ જશે.

આ વાત સાંભળતાં પાંખડી પરથી એકદમ ફૂલ ગરી પડ્યું, ને મલકાતું મલકાતું ને નાચતું નાચતું પૃથ્વી પર પડી ગયું. કનુએ તે બહુ ધીમેથી લઈ લીધું, અને હાથમા બહુ કોમળતાથી બેસાડી તેને જોતો જોતો ને હસતો હસતો તેની બા પાસે આવ્યો.

---

## પાઠ ૧૮ મો.

## ફૂલની સાથે રમત.

કનુ—બા, બા, એક ગમત છે

બા—બેટા કનુ, શું કંઇ નવાઇ જેવું થયું છે ?

કનુ—હાજી, આ ફૂલ એક પાંખડી પર હિચકા ખાતું હતુ. તેની પાસે હું ગયો, પછી મે તેને મારી જોડે રમવા

આવવા કહ્યુ, તેણે માગથી બીને ના કહી, અને કહે છે કે. અમે તો પ્રભુ જોડે ગ્મીએ છીએ, મેં કહ્યુ મારે ઘેર પ્રભુ છે, ને ચાલ, હુ તને મારી બા પાસે લઇ જાઉ, એટલે તે તને પ્રભુ પાસે લઇ જશે આ સાભળીને તે તરતજ હસતુ હસતુ ને નાચતું નાચતું જમીન પર પડ્યુ ! બા, શુ એ પણ પ્રભુને ઓળખે છે ?

મા—કનુભાઇ, ફૂલ તો પ્રભુને માટેજ ઉત્પન્ન થાય છે, એ એવા પવિત્ર અને કોમળ હોવાથી પ્રભુના દર્શન કરે છે તે પ્રભુને સમર્પવાનું કહ્યું, એટલે એને બહુ હરખ થયો, તેથી પાખડી છોડીને નીચે પડી ગયું. માણસને પણ બહુ હરખ થાય, ત્યારે ભાન ન રહે, અને કોઇવાર મૂર્છા પણ આવી જાય, આમ આ ફૂલને પણ તે પ્રભુ પાસે લઇ જવાની વાત કરી એટલે બહુજ હરખ થયો, અને હરખભેર જમીન પર પડી ગયુ એ એની મેળે પ્રભુ પાસે જવા તારી પાસે આવ્યું, લાવ, હુ જોઉં જોઇએ તારૂ ફૂલ

કનુ—લે, મા, જો કેવુ જાણે હસતુ હોય એવુ ખીલેલુ ને રૂપાળુ રૂપાળુ દેખાય છે મને તો એમ થાય છે કે, જાણે હુયે બગાડી લઉ

મા—બેટા, એ ચોળાઈ જાય, એમને આપણા સ્વાર્થ માટે દુઃખ ન દેવાય એ તો પ્રભુ પાસેજ શોભે અહીં લાવ

કનુ—લે જો, એમ કહી એની માના હાથમા ફૂલ મૂકયું માએ તેને કલગીમા વચ્ચોવચ ગુથ્યું, ને તે કલગી પ્રભુ પાસે ધરાવી દીધી પછી કનુ ધીમે રહીને આનદ ભેર જોવા લાગ્યો મીઠો ને ધીમો પવન વાવા લાગ્યો, એટલે

એ ફૂલની પાંદડી હાલવા લાગી એટલે કનુ બોલ્યો. બા,
બા જો, આ ફૂલ મને ચાળા પાડે છે. મે તેને પ્રભુ પાસે
આપ્યું ત્યારે મને એમ કરે છે

મા—ના બેટા એ તો ચાળા નથી પાડતું, પણ તને આ
શીર્વાદ દે છે ને શિખામણ આપે છે, એ કહે છે કે કનુ
તારૂ સારૂ થશે અને તુ અમારા જેવો રૂપાળો, પવિત્ર
ને કોમળ બની પ્રભુ સાથે રમજે.

કનુ—વાહ ! ! બા આ ફૂલ તો બહુ ભલુ કહેવાય ! !

## પાઠ ૧૯ મો.

### શ્રીકૃષ્ણની રમતો.

એક દિવસ શ્રીકૃષ્ણ બારણામા રમતા હતા, ત્યા પાસે
એક કુભી હતી કુભી સ્ફાટિકમણિની હતી એટલે
અ દર શ્રીકૃષ્ણે પોતાનો પડછાયો દીઠો.

શ્રીકૃષ્ણ—મૈયા જુઓ આ કુભીમા મારાજ જેવો કોઇ બાળ
સતાઈ રહ્યો છે એ કોણ છે ? ને કેમ સતાઇ ગયો છે ?

જશોદા—(હસીને) બેટા, જો એ તારા જેવો કોઈ બાળ
અંદર પેસી ગયો છે જા, તુ એની જોડે રમ

શ્રીકૃષ્ણ—બા, બા જો ને, એની સામે હુ જોઉ છુ, ત્યારે
એ મારી સામે જુએ છે, ને હુ બોલુ છુ, ત્યારે એ પણ
બોલતો હોય એમ મોં હાલે છે. આ બા, જોને હુ હાથ
હલાવુ છુ, ત્યારે એ હાથ હલાવે છે. મને એ ચાળા પાડે
છે, તુ એને સમજાવ. નહિ તો હુ મારીશ

જશોદા—(ખૂબ હસીને) તુ શા માટે ખીજે છે ? એ અ દર
થાંભલામાં રમે છે, ને તુ બહાર રમ.

શ્રીકૃષ્ણ—લે આલ્યા માખણ, ખા, હુ તને આપુ. (એમ કહી હાથ લાંબો કરે છે.) એ! બા, જો, હું એને માખણ આપુ છુ, ત્યારે એ મને પણ માખણ આપે છે!!!

જશોદા—બેટા, એની મા પણ મારાજ જેવી છે, ને એ બાળક પણ તારા જેવો છે, તેથી તુ કરે છે, એમ કરે છે

શ્રીકૃષ્ણ—મા, ત્યારે તુ મને ભુલી જઈને એને રમાડીશ તો?

જશોદા—ના બેટા, એને નહિ રમાડુ, તને રમાડુ છુ ત્યારે તારી જોડે એ પણ રમે છે

શ્રીકૃષ્ણ—એ બહાર આવે તો હુ પણ એની જોડે રમું. આવ, ભાઇ, તુ બહાર આવ આપણે જોડે રમીશું. હું તને નહિ વઢુ બા, બા, જો ને, એ પણ મને અંદર બોલાવે છે, [ આ બધું જોઇને પ્રભુ હસવા લાગ્યા એટલે તે બાળક પણ હસવા લાગ્યો ] એટલે

શ્રીકૃષ્ણ—બા, બા, જો હુ હસુ છુ, ત્યારે એ પણ હસે છે. મને ખૂબ રીસ ચઢે છે, પણ શું કરૂં? થાંભલામાં સતાઈ જઈ ને ચાળા પાડે છે એટલે.

જશોદાજીએ આ સાંભળી પ્રભુને ખોળામાં લઇ લીધા, ને હરખથી ચુંબન કર્યું.

---

## પાઠ ૨૦ મો.

## પવિત્ર કામ.

નંદુ—બા, આજે હુ રમવા ગયો હતો, ત્યા રમત રમતાં બે છોકરા લડી પડ્યા, એટલે હુ નાશી આવ્યો કોઇ લડે તો મને ગમતું નથી, તેથી હું ત્યા ન ઉભો રહ્યો.

બા—નટુ, બહુ સારૂં કર્યું, સારા છોકરા કદી લડે નહિ. ચાર ભાઇ બેન કે બે ભાઇ કદી કજીઆ ન કરે, તે તો બહુજ આનંદથી જોડે રમે.

નટુ—બા, જુઓને, તમે શ્રીકૃષ્ણને બળદેવજીની વાતો કહો છો, તેમા શ્રીકૃષ્ણ ને બળદેવજી બે ભાઇ કેવા જોડે રમે છે'

બા—બેટા નટવર, એ તો પ્રભુ કહેવાય, એમની વાત ન થાય એ તો બે ભાઇ જોડે રમે, જોડે સુએ, જોડે ઉઠે, જોડે જમે ને જોડે હરે ફરે, જમનાજીને કિનારે જાય તોપ જોડે, ને ગાયો ચારવા જાય તો પણ સાથેજ જાય એ તો દેવલોક કહેવાય.

નટુ—પણ એ ઉપરથી આપણે એવું નહિ સમજવાનુ કે આપણે પણ બે ભાઇઓએ લડવુ નહિ ? શ્રીકૃષ્ણ ને બળદેવજીની પેઠે સંપીને રહેવું એટલે રમવામાં, જમવામા ફરવામા ભણવામાં બહુજ આનંદ પડે.

બા—બેટા, એ વાત તો સાચીજ છે, તમે બે ભાઇ છો, પણ કોઇ વાર તકરાર કરો છો, ત્યારે તું સમજી જાય છે, તેથી મને બહુજ વહાલો લાગે છે, ભગુ બહુ આડો છે, ને નથી માનતો તે મને નથી ગમતું, પણ હું શું કરૂં એને હું શિખામણ દઇને થાકી ગઈ.

નટુ—બા, હું તો તમારો જીવ બળ્યા માટે બીઉં છું, કારણ કે તમે બહુ પવિત્ર છો, અમારા ગુરુજીએ એક દિવસ નિશાળમાં કહ્યું હતુ કે, પવિત્ર માણસને લાગણી થાય એવું કામ ન કરવું, તમે તો મારાં બા છો, અને પવિત્ર છો, એટલે તમારી મરજી પ્રમાણે વર્તવું એ મારી ફરજ છે, તમે ખુશી રહો તેવુંજ કામ અમારે કરવુ જોઇએ.

મા—બેટા, તુ બહુ ડાહ્યો છે, સવારમા ઉઠતા પ્રભુનુ નામ દે છે, ઉઠીને તરતજ પ્રભુના મુખના દર્શન કરે છે, પછી પરવારીને નાહી ધોઈ પ્રભુનુ ભજન કરે છે વળી રોજ તિલક પણ કરે છે, પ્રભુનુ ભજન કરી પછી મને પગે લાગે છે તારૂ કામ બહુજ પવિત્ર બાળકના જેવુ છે મોટો થાઉં ત્યારે પણ આવો ડાહ્યો રહેજે, અને સુખી થજે, એવો હું તને આશીર્વાદ આપુ છુ, અને સોબત કરીને ભગુને પણ તારા જેવો ડાહ્યો બનાવ, એવી હુ તને આજ્ઞા કરૂં છુ.

નટુ—બા, ભગુભાઈ પણ સવારમા ઉઠતા પ્રભુનું નામ દે છે, નાહીને તિલક કરે છે, તમને પગે લાગે છે માત્ર કોઇ વાર તેઓ ખૂબ આડાઇ કરે છે, એટલો જ દોષ એમનામા છે.

મા—બેટા, તારી વાત ખરી છે, પણ મને આડાઇ નથી ગમતી.

નટુ—બા, ધીમે ધીમે ભગુભાઇ પણ ડાહ્યા થઇ જશે તમે ચિંતા ન કરશો, તમે તેમના પર કૃપા કરો, તો તે તરતજ ડાહ્યા થઇ જાય

મા—બેટા પ્રભુ તેનાપર કૃપા કરીને તેને ડાહ્યો કરી દે, એટલે મને ખૂબ આનદ થાય તને દેખતા મારૂ કાળજુ ઠરે છે

---

## પાઠ ૨૧ મો.

### નટુ ને ભગુ.

નટુ—ભગુભાઈ, બા આજે તમારે માટે બહુ ચિ તા કરતા હતા તમે બધી વાતે સારા છો, પણ કોઈવાર આડાઈ કરો છો, ત બાને નથી ગમતુ. બાનો તમારે માટે બહુ જીવ બળે છે

ભગુ—નટુભાઈ, હું સવારમા ઉઠતા પ્રભુનુ ભજન કરૂ છુ, હમેશા નાહી ધોઈને તિલક કરી પ્રભુનુ નામ દઉં છુ, વળી બાને હમેશા પગે પણ લાગુ છુ.

નટુ—આ કામ બા તમારૂ સારૂ ગણે છે, પણ તમે આડાઈ કરો છો, તે વખોડે છે. આપણા બા કેટલા બધાં પવિત્ર છે? તેમનો જીવ બળે તો પ્રભુને ગમે નહિ, માટે હવે તમે કરી આડાઇ ન કરો તો સારૂ. (આ સાભળી ભગુ ભાઇની આંખોમા પાણી આવી ગયું ને રડતા રડતા)

ભગુ—નટુભાઇ, હવે હું કદી આડાઈ નહિ કરૂ. આજ સુધી મે - ડાઈ કરી હોય, તેના ગુના બા મને માફ કરે તો સારૂં

નટુ—ચાલો ભગુભાઇ, આપણે બા પાસે જઇએ, તેમની પાસે તમે કદી પણ આડાઇ ન કરવાની કબુલત આપો, એટલે બા તમારા આજ સુધીના ગુના માફ કરી તમને આ- શિષ આપશે. મને તો તેઓ ખુશી થઇ ખૂબ આશી- વાદ આપે છે.

બેઉ છોકરા દોડતા પોતાની મા પાસે આવ્યા, અને પલાઠી વાળી પગે લાગીને બેસી ગયા

બા—બેટા નટુ, બેટા ભગુ, અત્યારે બેઉ દોડતા કયાથી આવ્યા? મને કંઇ કહેવા કે વધાઇ ખાવા આવ્યા હો એવું લાગે છે? બેટા નટુ, તારા ઉમળકાનો પાર નથી. પણ ભગુનું મો રડુ રડુ જેવું કેમ દેખાય છે? ભગુભાઈ, તને કોઇએ પજવ્યો તો નથી? નટુ બહુ ડાહ્યો છે, તે તને પજવે નહિ. પછી ખરી વાત પ્રભુ જાણે

ભગુ—બા, નટુભાઈ મારાથી નાના છે, છતાં તે બહુ ડાહ્યા છે, મને કોઇ વાર આડાઈ કરવાની ટેવ છે તેથી તમને

ગમતુ નથી, એ વાત મને આજે નટુભાઇએ કહીને ઠપકો આપ્યો બા, હવે હુ કદી આડાઈ નહિ કરૂં, મે આજ સુધી તમારા જે ગુના કર્યા હોય તે માફ કરો (આમ બોલતા બોલતાં ભગુ રડી પડયો.)

બા—બેટા ભગુ, મારે તો તમે બેઉ સમાન છો, મારા હાથ ની બધી આંગળીઓ મારે સરખી છે, પણ તું ડાહ્યા થઇશ, તો મોટો થઇશ, ત્યારે સુખી થઇશ. હુ જીવ બાળુ છુ, તે તારા ભલા માટે. પણ તે તારી મેળે તારી ભૂલ કબૂલ કરી, તેથી હું તારા પર બહુ રાજી થઇ છુ હવે ડાહ્યો થજે, એટલે પ્રભુ તારા પર રાજી થશે.

ભગુ—મા બા, હવે હું હમેશા નટુભાઇની પેઠે વર્તીશ ને સદા તેમની જ સોબતમા રહીશ.

નટુભાઇ—મા હવે ભગુભાઈ બહુ ડાહ્યા થઇ ગયા છે, તેમને પોતાને આડાઈ કરવા માટે ખેદ થયો છે, માટે હવે કદી આડાઈ નહિ કરે મને પણ કબુલત આપી છે. અને તમારી પાસે પણ કબુલ કરે છે તેમને આનદ સાથે આશીર્વાદ આપો, એટલે તે ડાહ્યા થઇ જાય.

બા—બેટા નટવર, તારી સોબતથી ભગુભાઇ સુધરશે, તેની મને ખાત્રી છે પ્રભુ તમને બેઉને સાજા તાજા રાખે અને પવિત્ર બનાવી સર્વ રીતે સુખી કરે.

---

## પાઠ ૨૨ મો.

## શ્રીરામ અને લક્ષ્મણ.

બા—નટુ, ભગુ, આવો, અહીં આવો, એક મીઠી મીઠી તમારા જેવા બે ભાઇઓની વાત કહું. (નટુ ભગુ બેડા પર હતા, તે દોડતા આવ્યા) તમે શું કરતા હતા?

નટુ—બા, અમારા ગુરુજીએ નિશાળમાં આપેલા પાઠ અમે મોઢે કરતા હતા, અમને બોલાવ્યા, એટલે અમે દોડી આવ્યા. હવે વાત કહો.

બા– જો તમારે પાઠ કરવાના બહુ બાકી હોય તો જાઓ, પાઠ કરો, વાત પછી કહીશ

ભગુ--ના, બા, હવે કશું બાકી નથી, પાઠ કરી રહ્યા હતા, ને તમે બોલાવ્યા.

બા—બેટા ભગુ, તે બે દિવસથી ફરી આડાઇ કરી નથી, હવે મારા જીવને બહુ શાતિ થઈ, તું ડાહ્યો થઈ ગયો એ આનદની વાત છે.

ભગુ—બા, એમા ઉપકાર નટુભાઇનો છે, નટુભાઇએ જો મને શિખામણ ન દીધી હોત, તો હુ એ મારી કુટેવ ન ભુલત.

નટુ—બા, એ ટેવ તો તમેજ ભુલાવી, તમે મને એમની એ ટેવની વાત ન કરી હોત તો હુ શિખામણ શી રીતે આપત? હુ તો એમ જાણતો હતો કે, ભગુભાઈ પજવે છે, તે પણ બાને ગમતુ હશે. જ્યારે તમે મને કહ્યુ, ત્યારે મે જાણ્યુ કે, ભગુભાઇની આડાઇની કુટેવ તમને નથી ગમતી

બા—બેટા, જે બાળક તોફાન ન કરે, તે માબાપને બહુ વહાલુ લાગે છે, તેના પર માબાપની પ્રીત બહુ રહે છે, જો હમેશા તારા પર મારી ભગુભાઇ કરતાં બહુ પ્રીતિ રહેતી કારણ કે તું ભગુભાઈ કરતાં બહુ ડાહ્યો હતો. ભગુભાઇ તારી સોબતમાં રહે છે એટલે તારો સગ એને લાગશે સગનો રગ લાગેજ.

નટુ—બા, હવે વાત કહો. અમને ધીરજ નથી રહેતી.

બા—સાભળો, અયોધ્યા કરીને એક રૂપાળુ શહેર હતું, તેમા

દશરથ નામે રાજા હતા, દશરથ રાજાને ત્રણ રાણીઓ હતી (૧) કેકેયી, (૨) કૌશલ્યાજી (૩) સુમિત્રાજી આ ત્રણ રાણીને ચાર પુત્રો થયા કૈકેયીને ભરત અને શત્રુઘ્ન કૌશલ્યાજીને શ્રીરામ અને સુમિત્રાજીને લક્ષ્મણજી. કૌશલ્યાજી બહુજ પવિત્ર અને ભક્તિવાળા હતા, તેથી તેમને શ્રીરામ નામે એક પવિત્ર પુત્ર થયા એ શ્રીરામ એ શ્રીભગવાનનો અવતાર છે

ભગુ—બા તમે કહતા હતા કે, ભગવાન તો જનમે નહિ ને મરે નહિ, આ તો તમે પહેલા કહ્યુ હતુ તેથી ઉલટુ કહ્યુ

બા—ભગુ જ્યારે જગતમા બહુ અધર્મ થાય ત્યારે ભગવાન જગતપર અવતાર લે છે, પણ તે આપણી પેઠે જન્મતા નથી, એ તો કોઈ ભક્તને ત્યા દિવ્ય શરીરે પ્રકટ થાય છે કૌશલ્યા માતા અને દશરથ રાજાને ત્યા પણ એમજ પ્રકટ થયા હતા. એ શ્રીરામ બહુ રૂપાળા હતા, અને તેમના બીજા ત્રણે ભાઈઓ પણ રૂપાળા હતા, ચારેય ફરવા નીકળે, ત્યારે જાણે દેવ રમવા નીકળ્યા હોય એવુ લાગે ચારેય સાથે બાગમા ફરવા જાય, કચેરીમા જાય, સાથે ગેડી દડા રમે. બહુજ આનદ કરે. આ બધુ ખરૂ, પણ શ્રીરામને ને લક્ષ્મણને બહુ સ્નેહ હતો, બેઉ ઓરમાન ભાઈ છતાં લગાર પણ વિખુટા પડે નહિ લક્ષ્મણજી તો પોતાના મોટાભાઈ શ્રીરામનીજ સેવા કર્યા કરે ભરતની પણ શ્રીરામચદ્ર પર બહુ પ્રીતિ હતી, અતિશય પ્રીતિ હોવાથી ભરતજી શ્રીરામની સામે પણ જોઇ શકતા નહિ ભરતજી જો શ્રીરામ સામે જુએ, તે આનદથી ભરતજીની

આંખમા હરખના આસુ આવી જતા શ્રીરામ પર શત્રુઘ્નની પણ પ્રીતિ હતી, ચારેય ભાઇ બહુજ બળવાન હતા, દશરથ રાજા ચારેય કુવરને જોઈ બહુ રાજી થતા, ને પ્રભુનો ઉપકાર માનતા કે, ભગવાને પ્રસન્ન થઇને મને આવા પવિત્ર રૂપાળા પુત્રો આપ્યા છે રાજા જોડે બેસાડી ચારેયને ભણાવે, સારી શિખામણ આપે. ચારેય ભાઇ ડાહ્યા થઇને પિતાજીને પગે લાગી ભણવા બેસે. ભણી રહ્યા પછી રમવા જાય. વળી વસિષ્ઠ નામના તેમના કુળગુરુ ઋષિ હતા. તેમની પાસે પણ ચારેયભાઈ ભણવા બેસતા. હવે બીજી વાત કાલે કહીશ કાલે આવજો.

નટુ—બા, બા, અધુરી વાત રહી એ તો અમાથી નહિ રહેવાય, પણ કાલે કહેવાનું કહો છો, એટલે ઉઠી જઇએ છીએ

નટુ—ભાણુભાઇ જુઓ, શ્રીરામ, લક્ષ્મણ ભરત ને શત્રુઘ્ન કેવા ડાહ્યા છે ?

---

## પાઠ ૨૩ મો.

## શ્રીરામ અને લક્ષ્મણ.

ભગુ—બા, બા, કાલની અધુરી વાત કહો

નટુ—પણ બા, તમે કાલે કહ્યું કે, જ્યારે અધર્મ થાય ત્યારે પ્રભુ જનમ લેછે, તો આ પ્રભુએ શા માટે જનમ લીધો ? દશરથ રાજા તો બહુ પવિત્ર હતા. બીજા કોણ એવા હતા, કે જે પાપ કરતા ?

બા—(હસીને) નટવર, તારો પ્રશ્ન ખરો છે. તે ન પૂછયું હોત તો પણ આ વાત તો હુ તને કહતજ. સાંભળ

દક્ષિણમાં લંકા નામે એક દેશ છે, તેમાં રાવણ નામે એક રાક્ષસ રાજા હતો, તેણે બધા દેવોને હરાવીને પોતાના નોકર બનાવી દીધા, વરૂણ પાણી ભરે, પવન એના ઘરનો પૂંજો વાળે, ઇંદ્ર ફૂલનો હાર ગુંથી લાવે, જો કોઈ દેવનો વાંક પડે તો કેદમાં પુરી દે, એણે બહુજ રાજાઓને પકડીને કેદ કરીને આખી દુનિયા જીતી વળ્યો, એટલુ જ નહિ, પણ સ્વર્ગને પાતાળનો પણ કેટલોક ભાગ એણે જીત્યો હતો. એનો ભાઇ કુંભકર્ણ તો જાણે મોટો પર્વત, (આ સાંભળી બેઉ બાળકો ખડખડ હસી પડયા) એ તો બહુ ઉંઘાળવો હતો, ઉંઘ ઉંઘજ કરે, ને જાગે ત્યારે ખૂબ ખાય ખા ખાજ કરે, ને ધરાય નહિ એને માટે ખાવાનું ખૂબ તૈયાર રાખવું પડે.

નગુ—બા, ત્યારે એનુ પેટ કેવડુ મોટુ હશે? (બેઉ બાળકોના હસવાનો પાર નથી.)

બા—બેટા, પેટ તો મોટા પહાડ જેવડું એનું મોઢું તો જાણે મોટી બખોલ જેટલુ મોમા મુકે તે બધુ બારોબાર પેટમા ઉતરી જાય. એમને વિભીષણ કરીને નાનો ભાઇ હતો. તે બહુજ પવિત્ર ને પ્રભુનો ભક્ત હતો. રોજ તિલક કરે, પ્રભુની સેવા કરે, ભજન કરે, માબાપને પાયે લાગે, કદી જુઠું બોલે નહિ. પોતાના મોટાભાઈ રાવણ તથા કુંભકરણ તોફાની હોવાથી તેમને શિખામણ દે પણ તેઓ માને નહિ.

નકુ—બા, મારા બાપાજીએ તો એક દિવસ કહ્યુ હતું કે, ઇંદ્ર રાજા બળવાન દેવ છે, તો એને શી રીતે રાવણે કબજે કર્યો હશે?

બા—સાંભળો, મહાદેવ નામે દેવ છે તે બહુ ભોળા છે તેમ નું તપ કરે તેને એ માગે એ વરદાન આપે છે. આ રાવણે તપ કર્યું એટલે મહાદેવે પ્રસન્ન થઇ તેને અમૃત પાઇને વરદાન આપી અમર બનાવ્યો વળી દશ માથાં પણ આપ્યા, વીસ હાથ આપ્યા. (આ સાંભળીને બેઉ બાળકો નવાઈ પામ્યા આથી તે બહુ બળવાન થઇ દી જાને દુઃખ દેવા લાગ્યો

મગુ—બા, એ મહાદેવે તો બહુ ખોટું કર્યું, એવા ખરાબને વરદાન આપી બળવાન કર્યો! આ દેવ સારા ન કહેવાય વળી દશ માથાં ને વીસ હાથ આપ્યા! એટલે તો વીસ હાથે લોકોને પજવે ને મારે

બા—બેટા, મહાદેવ પણ પ્રભુના ભક્ત છે, તે પણ પ્રભુનું ભજન કરે છે, પણ તેઓ બહુજ ભોળા છે. તેથી કેટલીક વાર અવિચારી વરદાન આપી દે છે, તેથી પ્રભુને મહેનત પડે છે, ને દુ.ખમાથી લોકોને છોડાવવા પડે છે.

નટુ—બા, ભગવાન કેટલા બધા દયાળુ કહેવાય? લોકોને દુ ખ દે, તેને માટે પોતે અવતાર લે, ને દુ.ખ દેનારને સજા કરે. આપણા પ્રભુજી તો બહુ દયાળુ છે. મને તો એવા દયાળુ પ્રભુ બહુજ ગમે છે.

મગુ—પણ બા, કુંભકર્ણ બહુ ઉંઘતો શાથી?

બા—બ્રહ્માજી કરીને એક દેવ છે, તેમનું તપ કુંભકર્ણે કર્યું, તેમનું ખૂબ ભજન કર્યું, ત્યારે બ્રહ્માજીએ દર્શન દીધાં, પછી વરદાન માગવા કહ્યું, તે ઇંદ્રાસન એટલે સ્વર્ગનુ રાજ્ય માગવાનો હતો, તે વાત પ્રથમથીજ બ્રહ્માજી જાણતા

હતા, માટે તેની જીભ પર સરસ્વતીને બેસાડી દીધી. જેવો તે ઇંદ્રાસન માગવા જાય છે. તેવી જીભ સરસ્વતીએ ફેરવી નાખી, એટલે ઇંદ્રાસનને બદલે નિંદ્રાસન મગાઈ ગયું, આથી તે ખબ ઉંઘ ઉંઘ કરતો.

નટુ—બા, એ સરસ્વતીએ સારૂં કર્યું, નહિ તો તે સ્વર્ગનો રાજા થાત, તો લોકોને બહુ દુઃખ દેત. બિચારા દેવોની તો શીએ વલે કરત.

બા—હવે જાઓ, વળી બીજી વાત કાલે કહીશ

( બેઉ બાળકો રમવા ગયા, ને આનંદથી રમવા લાગ્યા )

---

## પાઠ ૨૪ મો.

## શ્રીરામ અને લક્ષ્મણ.

બા—નટવર, પાઠ કરી રહ્યા હો તો આવો પેલી અધુરી વાત કહું ( બેઉ દોડી આવે છે )

મનુ—બા, આજે તો વાત આખીય પુરી કહો

બા- સાભળો, રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન મોટા થયા હવે શ્રીરામને ગાદીએ બેસાડવાનો દશરથે વિચાર કર્યો અને ગાદી પર બેસાડવાનું મુહૂર્ત પણ નક્કી કર્યું, જે દિવસે ગાદી પર બેસવાનું તે દિવસે એક વિઘ્ન આવ્યું, રાજાની કૈકેયી રાણી બહુ રૂપાળી હતી, રાજા તેને જોડે લઈ એકવાર લડાઇમા ગયા, લડાઈમા કૈકેયીએ રાજાને અણીને સમયે બહુ મદદ કરી, એટલે રાજાએ બે વરદાન આપ્યા, એ વરદાન આ શ્રીરામ ગાદી પર બેસવાના થયા, ત્યારે કૈકેયીએ માગ્યા, કૈકેયીને મંથરા નામે બહુ ઝેરીલી

દાસી હતી; તેની શીખવણીથી કૈકેયીની બુદ્ધિ બગડી, ખરાબ સોબતનું ફળ કૈકેયીને મળ્યું તેની બુદ્ધિ ખરાબ થઇ. તેણે માગ્યું કે, શ્રીરામ ચૌદ વર્ષ વનમાં જાય, અને મારા કુંવર ભરત ગાદી પર બેસે. દશરથ તો વચને બંધાઇ ગયા શ્રીરામે આ વાત જાણી એટલે તે વનમાં જવાની રજા માગવા દશરથ પાસે આવ્યા. પછી માતા કૌશલ્યાની આજ્ઞા લીધી. માતાજી તો આજ્ઞા આપતા આપતા રડી પડયાં, પછી સુમિત્રાની રજા લેવા શ્રીરામ ગયા. લક્ષ્મણની શ્રીરામપર બહુ પ્રીતિ હોવાથી તેમણે શ્રીરામને કહ્યું કે. હું પણ તમારી સાથે વનમાં આવીશ. તમારા વગર મારાથી રહેવાય નહિ સુમિત્રાએ પણ લક્ષ્મણજીને શ્રીરામ સાથે જવાની આજ્ઞા આપી, ને શ્રીરામને લક્ષ્મણજીને સાથે તેડી જવા આગ્રહ કર્યો. આખરે ઘણી આનાકાની સાથે શ્રીરામે તે વાત કબુલ રાખી શ્રીરામ અને લક્ષ્મણ વિશ્વામિત્રના યજ્ઞના રક્ષણ માટે એકવાર ગયા હતા, ત્યાંથી જનકપુરમા ગયા, ત્યા જનક રાજાની કુંવરી સીતાજીનો સ્વયંવર હતો, એ સ્વયંવરમા જે ધનુષ્યની દોરી ચઢાવે, તેને સીતાજી વરે એવો ઠરાવ હતો, શ્રીરામે ખૂબ રાજાઓના દેખતા તે ધનુષ્ય ચઢાવ્યું, દોરી ચઢાવતાં ધનુષ્ય ભાગી ગયું સીતાજી આથી શ્રીરામને પરણ્યા આ સીતાજી હાલ પરણીને અયોધ્યા સાસરે આવ્યા હતાં, તેમણે પણ શ્રીરામને કહ્યું કે, મને પણ સાથે લઇ જાઓ, સીતા બહુજ પવિત્ર સતી હતા, તે પોતાના પતિ વગર શી રીતે રહી શકે? શ્રીરામે વનમા કાંટા વાગે, કાંકરા

ખુચે, ઝાંખરા ઝીંટાય, વાઘ, વરૂનો ભય, ફળફૂલ બ.ત્ર. પડે, રાક્ષસોનો ભય આ બધાં દુઃખ સીતાજીને કહી પી એર જવા અથવા કૌશલ્યા પાસે રહેવાનો આગ્રહ કર્યો. પણ સીતાએ કહ્યું કે, તમારા દુઃખે હું દુખી ને તમારા સુખે સુખી. મને સાથે લઈ જાઓ, આખરે તેમને પણ સાથે લીધાં. દશરથ રાજાએ શ્રીરામના વિયોગમા શ્રીરામ વનમાં ગયા પછી દેહ મુકી. આ વખતે ભરત શત્રુઘ્ન મોશાળે ગયા હતા, તેમને તેડાવ્યા, ભરત તો અયોધ્યામા આવ્યા, ને શ્રીરામ વનમાં ગયાની વાત જાણી પોતાની માને બહુ ઠપકો આપ્યો, કૈકેયી પણ હવે બહુ પસ્તાવા લાગી પણ શુ કરે ? ભરત અને શત્રુઘ્ન પછી વનમાં શ્રી રામને મળવા ગયા, ભરતે અયોધ્યા પાછા આવવા શ્રી રામને બહુ આગ્રહ કર્યો, પણ પોતાના પિતાનું વચન અને આજ્ઞા પાળનાર શ્રીરામ એક ના બે ન થયા તે તો વનમાંજ રહ્યા. વનમાં તેમણે ખૂબ ઋષિ મુનિઓની મુલાકાત લીધી,

ભાગુ—આ, વનમાં ઋષિમુનિ કેવા ? ત્યા તો વાઘ વરૂનો ભય લાગે.

બા—બેટા, પહેલા આપણા દેશમાં તપસ્વી ઋષિઓ હતા, તેઓ જંગલમાં ઝુપડી બનાવીને કે મઠ બાંધીને રહેતા, વળી વિદ્યાર્થીઓને વિદ્યા પણ ભણાવતા, શાંતિ, સારી હવા, રૂપાળાં વન, પવિત્ર નદીઓ હોય એવા એવા સ્થાનમાં તેઓ રહેતા તેથી બુદ્ધિ ખીલતી, એવા ઋષિમુનિઓએ આપણા ધર્મ શાસ્ત્રો રચ્યા છે. એ શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે આપણે ચાલવાનું. હવે આગળ વાત સાંભળો આ

શ્રીરામ, લક્ષ્મણ ને સીતાજી ગોદાવરી નામે એક પવિત્ર નદીને કાંઠે નાસિક પાસે પાદડાંની ઝુંપડી બાંધીને રહ્યાં, એવામા પેલો રાવણ લંકાનો રાજા સીતાજીને શ્રીરામ લક્ષ્મણ ઘેર નહતા, ત્યારે ઉંચકીને નાશી ગયો. આથી શ્રીરામે હનૂમાનજી નામે એક પોતાના ભક્ત પાસે સીતાજીની ખોળ કરાવી. હનૂમાને સીતાની શોધ કરી એટલે શ્રીરામે સુગ્રીવ નામે એક દક્ષિણના બળવાન રાજાની મદદ લઈ લંકા પર ચઢાઈ કરી લંકામા જતા વચમાં મોટો સમુદ્ર છે, તે પર પાળ બાંધી શ્રીરામ લંકામાં પોતાનું લશ્કર લઇને ગયા, જબરૂ યુદ્ધ થયું, તેમા શ્રીરામે અને લક્ષ્મણે રાવણનો પુત્ર ઇંદ્રજીત, કુંભકર્ણ, રાવણ વગેરે સૌને મારી નાખ્યા. અને લંકાનું રાજ્ય વિભીષણ નામે રાવણનો ભાઇ હતા, તેને આપ્યું, આ વિભીષણ બહુ પવિત્ર હતો એ વાત તો મે આગળ કહી છે શ્રીરામનો આ પરમ ભક્ત હતો, પછી શ્રીરામ વિમાનમા બેસી સીતાજીને સાથે લઈ અયોધ્યા આવ્યા, ને ગાદી પર બેઠા, તેમણે બહુ સારી રીતે રાજ્ય કર્યું. પ્રજાને સુખી કરી, તે બહુજ ધર્મશીલ હોવાથી રાજ્યમાં રોગ થાય નહિ, વરસાદ બરાબર વરસે, જુવાન માણસ મરે નહિ. રાજ્યમાં બધાજ માણસો પવિત્ર હતા, કોઇ પણ માણસ પાપી નહિ. આવું રૂપાળું અને પવિત્ર રાજ્ય હોવાથી આજે પણ કોઇ સારૂ પ્રજાને સુખી કરનારૂં રાજ્ય હોય તો 'રામરાજ્ય' કહેવાય છે, એથી ઉલટું પ્રજાને દુઃખ દેનારૂં રાજ્ય 'રાવણી રાજ્ય' કહેવાય.

## પાઠ ૨૫ મો.

### નટુ, ભગુ ને માળા.

નટુ—મા, આજે કંઇ આનંદની વાત કહો અમને ખૂબ મજા પડે
બા—પણ નટુ, તે દિવસે તે કહ્યું હતું કે, મને ફૂલની માળા ગૂંથતા શીખવજો, પણ તું તો ફરી શીખવાજ ન આવ્યો !!!
નટુ—બા, તમે મને બોલાવ્યો નહિ, ને હું તો એ વાતજ ભુલી ગયો ચાલો આજે મને શીખવો
બા—(મોટેથી) ભગુ, આવ અહીં, ફૂલની માળા શીખવી હોય તો !!
ભગુ—(એક તૈયાર માળા જોઇને) બા, આવું તે અમને આવડે? આ તમે ભરો છો, એવા ફૂલ તો અમે ભરીએ, પણ આ વચ્ચે કર્યું છે, એવું અમને ન આવડે.
બા—બેટા, શીખીએ તો બધું આવડે, આ નિશાળમાં પાઠ ભણો છો તે પહેલાં ક્યારે આવડતા હતા? આ પણ પાઠની પેઠે શીખો તો આવડે.
નટુ—શું બા અમને ના આવડે? મને આ વચ્ચે છે, એવું કરતા પ્રથમ શીખવો. એ વચ્ચે છે એ શું કહેવાય.
બા—નટવર, એને થાક કહે છે, જે લીલા દેખાય છે, તે કોઇ સારા છોડનાં કુમળાં ને સુવાળાં પાન છે, એની નાની કાપલી લઇને વાળીને એ બનાવાય, એને નીલમ કહે છે મોગરાના, તુલસીનાં અને સુખડનાં પાનનાં નીલમ બહુ સુંદર થાય છે.

આ થાકમા ધોળી કળીઓ છે, તે મોતી કહેવાય, અને લાલ પાદડી તે માણેક છે. એનાથી માળા બહુજ રૂપાળી દેખાય

ભગુ—બા. તમે થાક બનાવો, તે અમે જોઈએ અને શીખીએ.
થાક બનાવવા માંડયો નટુને ભગુ આતુરતાથી જોવા લાગ્યા, એમણે પણ હાથમા સળીઓ લઇ પોતાના માતાજી કરે એમ કરવા માડયુ. માતાજી બતાવતા જાય ને નટુ ભગુ તે પ્રમાણે કરતા જાય, પ્રથમ નીલમ તૈયાર કર્યું, પછી માણેક તૈયાર કર્યું, પછી વચમા કળિઓ લીધી, વળી માણેક લીધું ને ફરી નીલમ લીધું એટલે થાક તૈયાર થઈ ગયા બેઉ ભાઈઓ ખૂબ ખુશી થયા.

બા—નટુ કરતાં ભગુનો થાક સારો થયો. નટુ આમ કેમ?

નટુ—બા, તમે થાક શીખવતા હતાં, ત્યારે મારૂ ચિત્ત એક બે વાર બહાર ગયું હતું, મારા બાપાજીએ એક દિવસ અમને કહ્યુ હતું કે, કોઇ સારી ચોપડી તમને ગમે એવી હોય તો લાવજો, મારા પર એક દહાડો બહુ રાજી થયા હતા, ત્યારે ઇનામ આપવાનું કહ્યું હતું, તે વાતમા મારો જીવ પેઠો.

બા—જો ત્યારે, એક કામ કરતા બીજામા ચિત્ત રાખીએ, તો એકેય કામ સારૂં ન થાય, થાક કરતા બીજામાં મન રાખ્યું તો થાક સારો ન થયો, ભણ્ની વખતે જો બીજામા (રમત વગેરેમા) મન રાખીએ, તો કશુ આવડે નહિ. વળી આ તો સેવા કહેવાય, એમા તો એક ચિત્ત હોય તોજ મજા આવે માટે દર્શન કરતા, વાત સાંભળતાં માળા ગુંથતા, ભણતા, આવાંજ બીજાં કામ કરતાં કદી બીજામા મન ન રાખવું એથી એ કામો સારાં ન થાય. પ્રભુની વાતો કરતાં હોઇએ ને વચ્ચે બીજી કોઇ વાત નીકળે તો તે પ્રભુને ગમતું નથી, ને પ્રભુ તેના પર નાખુશ થાય. તેમ સેવામાં પણ બીજી જગ્યાએ ચિત્ત રહે તો પ્રભુને ન ગમે.

નટુ—બા, હવે કદી બીજી જગાએ ચિત્ત નહિ રાખું. આગળ શીખવો.

માતાજી ફૂલ સળીઆમા પરોવવા લાગ્યા, તે જોઇને નટુ ભગુ પણ પરોવવા લાગ્યા, માલાઓ તૈયાર થઇ જવા આવી

ભગુ—બા, આ ફૂલ આમ નીચે મોઢે કેમ પરોવીએ છીએ. ખરૂં જોતા ચતા પરોવવા જોઇએ

બા—બેટા ભગુ, ફૂલો એ ભક્ત છે, પ્રભુને સુગંધી આપીને સેવા કરે છે, ભક્તોનો સ્નેહ પ્રભુના ચરણમાં હોય, આથી તેઓની દૃષ્ટિ પણ પ્રભુના ચરણમા હોય, આમ હોવાથી ફૂલરૂપ ભક્તો પ્રભુના ચરણમાં દૃષ્ટિ રાખવા નીચુ મુખ રાખે છે

નટુ—ઓહો, બા ફૂલ તો જાણે સમજણા હોય એવા છે! મને તેમની કોમળતા ને રૂપ જોઇ તેમના પર બહુજ વહાલ આવે છે

---

## પાઠ ૨૬ મો.

### દયા.

ભગુ—બા, આજે હું નિશાળેથી આવતો હતો, ત્યારે રસ્તામાં એક હલકી કોમને છોકરે એક નાના પતગીઆની પાંખો રમતાં તોડી નાખી આથી તે પતગીયું બિચારૂં મરી ગયું.

બા—ભગુ, એ છોકરો બહુ ખરાબ કહેવાય, પતગીયાં કીડી. મકોડી, વગેરે સર્વ પ્રાણી પ્રભુનાં છે. પ્રભુએ તેમને અને આપણને પેદા કર્યા છે, આથી પ્રભુ તેમનો અને આપણો પિતા છે, આથી જો આપણે તેમને દુ:ખ દઇએ, તો પાપ લાગે, ને રીસ ચઢે, પ્રભુને ખોટું લાગે, માટે આ-

પણાથી કોઈ પ્રાણીને લગાર પણ દુ ખ નજ દેવાય, એ પ્રભુનાં બાળકો ભલે નાચે, કુદે ને રમે આપણે જેમ આન દ કરીએ છીએ, તેમ તેઓ પણ બધા આન દ કરે છે, તેમના આન દમા ભ ગ કરવો એ બહુ ખોટું કામ કહેવાય, ઉલટુ એમને જોઇને આપણે ખુશી થવું જોઈએ પ્રભુનાં જુદી જુદી જાતના આ પ્રાણી કેવી લહેર કરે છે, તે જોઇને આપણે આન દી થવું પ્રભુ કેવા છે, કે આ બધા પ્રાણીઓને રમાડે છે. એક કીડીના દર પાસે જઈને આપણે બેસીએ તો હાર બ ધ તેઓ પોતાના દરમા પેસે છે, અને નીકળે છે, આન દ કરે છે. કેટલી બધી સ ખ્યા-બ ધ એકઠી દરમા રહે છે, પણ કદી લડતી નથી. આપ-ણને એ નાના જ તુ પણ સ પીને રહેવાની શિખામણ આપે છે આવા સ પીલા અને કોઇને ઈજા ન કરનારા ગરીબ પ્રાણીને પવિત્ર બાળક કદી દુ ખ ન દે, તેમજ કોઈ મોટી ઉમરનો માણસ પણ દુ ખ ન દે બેટા, આ તો બિચારા જીવતા પ્રાણીઓ છે, પણ આપણે વૈષ્ણવ તો જડનો પણ તિરસ્કાર ન કરીએ, એક ઢેકુ રસ્તામા પડયું હોય તેને પણ આપણે ઠોકર ન મારીએ કારણ કે એ ઢેકું ગબડે તો બિચારા જમીન પર ચાલનારા નાના નાના કીડી જેવા જંતુ મરી જાય આપણે તો નીચુ જોઇને ધીમે ધીમે ચાલીએ કે, જેથી નાના સરખા પ્રા-ણીને પણ ઈજા ન થાય આપણો હિંદધર્મ બહુ દયાળુ છે, તેમાય વૈષ્ણવ ધર્મ તો બહુ દયાળુ છે, આપણા પ્રભુ પણ દયાળુ છે, તો એ દયાળુ પ્રભુના સેવકો પણ દયાળુ

જોઇએ, આપણે તો ગરીબનો પણ તિરસ્કાર ન કરીએ દયા એ ધર્મનું મૂળ છે, તમને બેઉ ભાઇને પણ હું શિખામણ દઉં છું કે, કદી કોઇને ખોટું લાગે એવું બોલશો નહિ. બધાં પર પ્રેમ રાખીને વર્તજો. તમે જો બધાં પ્રાણી પર પ્રેમ રાખશો તો બધા તમારા પર પણ પ્રેમ રાખશે. જે માણસ બહુજ દયાળુ હોય છે, તેને સૌ ચહાય છે, તેમ જે બાળકો પણ દયાળુ હોય છે તે સૌને વહાલા લાગે છે.

ભગુ—બા, આ તો તમે ખરૂજ કહ્યું, આપણને કોઈ મારે કે દુઃખ દે, તો આપણને નથી ગમતું, તો બીજાં પ્રાણીને દુ ખ દઇએ તો તેમને નજ ગમે.

---

## પાઠ ૨૭ મો.

### દયા ભાગ ૨.

બા—નટુ, એ તારા હાથમા શુ છે ?

નટુ—બા, આ તો પેલા આપણા બાગના છોડનું પાખડુ છે

બા—તેં એને કેમ તોડયું ?

નટુ—રમવા માટે.

બા—એ બિચારૂં ત્યા છોડપર હતુ, ત્યાથી તેં શા માટે તોડયું ? એ આનદથી પવનમા હિંચકા ખાતું હતું, ત્યાથી તેં એને ભાગી આણ્યું, એ બહુજ ખોટું કર્યું. આપણી આંગળી કોઇ ભાગી નાખે, તો કેમ થાય ? તેં તે દિવસે પેલે છોકરે પતગીઆની પાંખો તોડી નાખી હતી, તેને કેવો ખરાબ કહ્યો હતો ?

નટુ—પણ બા, એ તો જીવ હતો, જીવને દુ ખ દઇએ કે

ઇજા કરીએ તો ખોટું કહેવાય, પણ આ તો છોડ છે. એમાં કંઈ જીવ છે ?

મા—એમાં પણ જીવ છે, જીવ ન હોય તો તે વધેજ નહિ મે તને તે દિવસે કહ્યું હતું કે, આપણે તો ઢેફાને પણ ઠોકર ન મારીએ, તો આ તો છોડ છે

રકુ—શું ઝાડ કે છોડનું પાન પણ ન તોડાય ?

મા—ના ન તોડાય ઝાડનું કે છોડનું પાન તોડવુ એ પણ ખોટું કામ છે, સારાં છોકરા કદી છોડને પણ ઇજા ન કરે.

રકુ—ત્યારે બા, તમે તુલસીજીના પાન કેમ ચુટો છો ?

બા (હસીને) બેટા, એ તો પ્રભુની સેવા માટે ચુટુ છુ ભુની સેવા માટે ફળ, ફૂલ કે પાન ચુટીએ, એ તો વિત્ર કામ છે, એમાં વાંધો નહિ. ખપ વગર ન ચુટાય ન દિવસ આપણા ગુરુદેવનો જન્મ દિવસ હતો. તે દિવસે આસોપાલવનાં પાન કેટલાં બધા આણ્યાં હતા ? અને તેના તોરણો તથા ગુચ્છા બનાવ્યા હતા, વળી પ્રભુને હિંદોળામા બાધવા માટે કે ભરવા માટે પણ પાન લાવીએ, એ તો પ્રભુની સેવા છે, અમથાં અમથા રમવા માટે ન ચુટાય

રકુ—બા હવે હું સમજ્યો, ખપ વગર છોડનું પાન ન ચુટાય, પ્રભુની સેવા માટે ચુટાય.

---

## પાઠ ૨૮ મો.

## શ્રીકૃષ્ણ અને મરચું.

રકુ—બા, આજે હુ માશીબાને ઘેર ગયો હતો, ત્યા માશી બાએ સુંદર ભજીઆં કર્યાં હતાં, મને માશીબાએ આગ્રહ કર્યો, એટલે હુ ખાવા માટે બેઠો. ભજીઆં મે ખાવા

માડયા કે, એટલું બધુ તીખુ  લાગ્યું કે, મારાથી રહી પડાયું મે તો વહેલાં વહેલાં જળ પી લીધુ, ને પછી ઉઠી ગયો. એમા એવું શું નાખ્યું હશે કે, તીખું બહુ લાગ્યુ ?

બા—નહુ, એમા મરચા બહુજ નાખ્યા હશે. નાના બાળકથી મરચુ તો તદ્દન ન ખવાય આપણે કોઈને ત્યા ખાવા બેસીએ તો એવું થાય આમ ખાવા બેઠા પછી ઉઠી જઈએ તો માશીબાને ખોટુ લાગે કોઇને ત્યા ગમે તેટલો આગ્રહ કરે, તો પણ ખાવા બેસવું નહિ તમે નાના છોકરા અને વળી વહાલા લાગો એવા છો, એટલે ગમે તે ખાવા બેસાડે, પણ બેસીએ નહિ આ સબધમા મને એક શ્રીકૃષ્ણની વાત યાદ આવી

ભગુ—બા, ત્યારે એ વાત તો અમને કહો

બા—એક વાર શ્રીકૃષ્ણ રમવા ગયા હતા, ત્યાથી રમીને ઘેર આવ્યા, એટલે જશોદાજીએ જમવાને બેસાડયા

શ્રીકૃષ્ણ જમવા બેઠા, એટલે જશોદાજી પણ પાસે બેઠા પ્રભુ તો થોડુ જમ્યા, અને અદર મરચુ ચવાઇ ગયું, એટલે ખૂબ તીખુ લાગ્યું, ભગવાન તો બહુજ કોમળ છે, તેમનું મુખ પણ કોમળ એટલે ખબ તીખુ લાગ્યું, આથી રડારડ કરી મુકી, અને જમતા જમતા ઉઠી ઘરમા દોડાદોડ કરી મુકી. જશોદાજીને કહે છે ઓ મૈયા, મને તીખુ લાગ્યુ, તીખુ લાગ્યું, ( આ સાભળી ભગુ કનુ ખૂબ હસ્યા. ) જશોદાજી તો તરતજ મિઠાઇ લાવ્યા, અને પ્રભુને આપી પ્રભુએ મિઠાઈ ખાધી, એટલે તીખુ મટી ગયુ. આ બનાવ બન્યા પછી જશોદાજી કદી પણ પોતાના ઘરમા મરચુ રાખે નહિ, અને આપણા મદિરોમા પણ મરચુ વપરાય નહિ

ભગુ—બા, તમે તો કદી કશામાં માશીબાના જેટલુ મરચુ નથી નાખતા.

બા—આપણે ઘેર પ્રભુ બિરાજે છે, પ્રભુની સામગ્રીમા મરચુ ન નખાય, મરી નખાય, આપણા ઘરમાં આપણે મરી વાપરીએ છીએ. મરચુ તો બહુ ખરાબ વસ્તુ છે. એનાથી મન સારૂં નથી રહેતુ જોને નટુભાઇને કેટલું વીત્યું ?

નટુ—બા, હવે મને તો મરચું દીઠુય નહિ ગમે. શું કરવા લોકો મરચા ખાતા હશે ?

બા—નટુ, તુ તથા ભગુ હવે કદી મરચા વાળી ચીજો ખાશો નહિ.

---

## પાઠ ૨૯ મો.

## ખીજાવું નહિ.

ભગુ આજે રડતો રડતો ઘેર આવ્યો, એટલે એની માએ પૂછ્યું, ભગુ, તુ આજે કેમ રડે છે ?

ભગુ—બા, અમારા વર્ગમાં એક છોકરો છે, તે બહુ તોફાની છે, તેણે મને ટીલવો કહ્યો, ટીલવા ટીલવા કહીને એ નાશી ગયો.

બા—બેટા, એમાં તુ શા માટે રડે છે ? નઠારો છોકરો ગમે તે કહે, પણ સારો છોકરો ન ખીજે, એ એવુ ખોટુ બોલ્યો, તો એને મોઢે બોલ્યો, તેમા તને શું અડકયું ? એનું મોઢુ ખોટું દેખાશે, આપણે ખીજાઇએ, તો બીજા ખીજવે કોઇ આપણને એમ કહે કે, તારાં નાક અને કાન સારા નથી, તો શું આપણે ખીજાઇને તે કાપી નાખવા ? કદી નહિ કોઈ એને મોઢે ગમે તે બોલે તેનું મનમા ન લાવવું. જો એક દિવસ ખીજીએ તો બીજે દિવસે પણ ખીજવે, ને ગમે તે કહે પણ ખીજાઇએ નહિ, તો થાકીને

પછી કશું ન બોલે. આ બાબત પર સાભળો એક વાત કહુ

સુદામા કરીને એક ઋષિ હતા, તે શ્રીકૃષ્ણના ભક્ત હતા, તેમની સ્થિતિ બહુજ ગરીબ હતી, અને શરીરે પણ તેઓ બહુજ પાતળા અને ઘરડા હતા, શ્રીકૃષ્ણની જોડે તે ભણ્યા હતા, તેથી એકવાર તે શ્રીકૃષ્ણને મળવા તથા દર્શન કરવા આવ્યા, દ્વારિકામાં રસ્તામા પ્રભુના મહેલ ભણી જતા હતા, તે વખતે તેમનું સુકુ શરીર તથા જુના ફાટા તટ્યા વસ્ત્ર જોઇ બાળકો પાછળ ફરી વળ્યાં, અને કાંકરા મારવા લાગ્યા, અને હાઉ આવ્યો, હાઉ આવ્યો એમ બોલવા લાગ્યા. સુદામાજી આ બધુ સાભળતા હતા, અને ખીજવાને બદલે ઉલટા હસતા હતા. ને પ્રભુનું ભજન કરતા કરતા જતા હતા જાદવ લોકોની સ્ત્રીઓ પણ ખૂબ મશ્કરીઓ કરતી હતી. પણ સુદામા તો આનંદભેર પ્રભુની હવેલી ભણી જતા હતા, અને મોઢે પ્રભુનું નામ લેતા હતા. એવામા એક ઘરડો જાદવ આવ્યો તેણે સુદામાજીને ઓળખ્યા, એટલે હાથ ઝાલીને પ્રભુને ઘેર તેમને લઇ ગયો. સુદામાજી પ્રભુને મળ્યા, ને આનંદભેર દર્શન કર્યા પ્રભુ પણ સુદામાજીને જોઈ ખૂબ ખુશી થયા.

આ ઉપરથી શિખામણ લેવાની કે કોઈ ગમે તેટલુ ખા જવે, તો પણ ખીજાઇએ નહિ, આપણે તો આપણો ધર્મ સાચવીએ, અને શિક્ષકને કહી દઇએ કે, મને આ આવું કહે છે. ખેટા તિલક વડે તો આપણે જીવીએ. માટે ગમે તે કહે પણ સુદામાની પેઠે મોટુ પેટ રાખીએ, સામો જવાબ પણ ન દઇએ. આપણને કોઇ ખોટું વચન કહે પણ, આપણે તેને ખોટુ વચન ન કહેવું. આપણે જો સામે કહીએ, તો આપણે પણ તેના

જેવા કહેવાઈએ. માટે આપણે તો સહન કરવું. ખોટી વાત કે વચન મનમાંજ પેસવા દેવું નહિ, પણ તરતજ ભુલી જવું.

---

## પાઠ ૩૦ મો.

## ભગવાન જીવોને દુઃખ ન દે.

ભગુ—બા, બા, તમે તે દિવસે કહ્યું હતું કે, કોઈ પ્રાણીને દુ.ખ ન દેવુ ઝાડનું પાન સરખુ પણ પ્રભુની સેવા સિવાય બીજા કામ માટે ન ચુંટવું, પણ અમારા ગુરુજીએ આજે એક વાત કહી, તેમાં કહ્યું કે શ્રીકૃષ્ણે કંસને માર્યો, પોતાની માસી પૂતનાને મારી તેમજ બીજા પણ કેટલાકને માર્યા, તો આ પ્રભુને દયાળુ શી રીતે કહેવાય?

બા—(ખૂબ હસીને) નટુ, આમ આવ, જો આ તારા મોટા ભાઈ શું પૂછે છે? સાભળો તેનો ખુલાસો કહું

ભગવાન બહુ દયાળુ છે, તેથી પોતાના હાથે જે પાપી જીવો હોય છે, તેમને સજા કરે છે, અને સજાથી જીવ શુદ્ધ થાય છે. ભગવાન કોઈ જીવને શિક્ષા કરે, તો તે તેના ભલાનેજ માટે. જીવનું એમા ભલુંજ હોય. આપણે કોઇ જીવનું દુઃખ દઈને ભલુ કરી શકતા નથી. રસ્તામાં રોળમાં ને રોબમાં ચાલી કીડીઓ કે એવા બિચારા પ્રાણીને કચરી નાખીએ, અથવા અમથા અમથા ઝાડના પાન તોડી ફેંકી દઇએ, એમાં તે વસ્તુઓનું શું ભલું કરીએ છીએ? ઉલટાં બિચારા દુ ખી થાય છે

ભગુ—બા, ખરૂં પૂછો, તો મને આમાં સમજણ ન પડી.

બા—સાંભળો, તને કોઈવાર તાવ આવે છે, ત્યારે હું કડવી દવા તને પાઉં છું, આ દવા કડવી હોવાથી તું ખૂબ રડે છે, અહીં દવા પાવાનું કારણ તને તાવ મટાડવો એ છે,

કડવું લગાડવાના હેતુથી તને દવા આપવામાં આવતી નથી, તેમજ વૈદ્ય પણ કડવી દવા આપે, તે રોગ મટાડવા માટે આપે છે કડવુ લગાડવા માટે નહિ. આમ પ્રભુ પણ સજા કરે છે, તે પાપનું ઓસડ છે, દોષોનુ ઓસડ છે, પ્રભુ સજા રૂપ દવા પાય, એટલે પાપરૂપ રોગ નાશ પામે. તારા ગુરુજી નિશાળમા કોઈ વિદ્યાર્થીને સજા કરે છે, તે શા માટે ? તેણે ગુનો કર્યો હોય તે માટેજ કરે છે. પોતાના પાઠ ન કરી લાવ્યો હોય તો પણ સજા કરે છે, કારણ કે વિદ્યાર્થીએ પોતાની ફરજ બજાવી નથી. આમ પ્રભુની બાબતમા પણ સમજવુ. દયાળુ છે, તેથી જીવને સજા કરી નિર્દોષ બનાવે, માટે કોઈ વખત ગમે તેવુ સંકટ આવી પડે, પણ આનંદમા રહેવુ, મુઝાવું નહિ, પ્રભુનુ જ ભજન કર્યા કરવું. તુ કહે છે કે, ભગવાને પૂતનાને મારી, પણ પૂતનાને મારી નથી, પણ તેના પાપનુ નિવારણ કરી તેને મુક્તિ આપી. મુક્તિ આપી એટલે એનો જનમ મરણનો ફેરો મટી ગયો જીવ ખૂબ જ્ઞાન મેળવે પણ મુક્તિ મળવી કઠણ છે, એ મુક્તિ ભગવાને પૂતના વગેરેને સહેજમાં આપી કહે ભગુ, પ્રભુ દયાળુ ખરા કે નહિ ?

ભગુ—બા, ભગવાન તો બહુજ દયાળુ છે, આવા દયાળુ પ્રભુને જો ન ભજીએ તો બહુજ ખોટુ કહેવાય. ભગવાન આવા પાપ કરનારાને આમ સુખી કરે છે, તો ભક્તોને તો ખૂબજ સુખ આપે ઓહો ! ! નટુભાઇ, આપણા પ્રભુ તો ખૂબ દયાળુ છે.

## પાઠ ૩૧ મો.

## માબાપની સેવાથી પ્રભુ ખુશી થાય છે.

ભગુ—બાપાજી, મારી બા તો અમને બહુ સારી સારી વાતો કહે છે, તમે કોઈ દિવસ અમને એવી વાતો ના કહી.

બાપાજી—ભગુ, તારૂં કહેવું ખરૂં છે, પણ તમે તમારી બા પાસે જેટલો વખત રહો છો, તેટલો વખત મારી પાસે બેસતા નથી, તેમ મારે બીજુ કામ હોય એટલે હું બહાર જાઉં, એટલે તમને શી રીતે વાતો કહી શકું ? તમારા ગુરુજી કોઇવાર કશી વાત કહે છે કે નહિ.

ભગુ—અમારા ગુરુજીએ આજે એક વાત કહી હતી, તેમા એવું કહ્યું કે, માબાપને જે પજવે તેના પર પ્રભુ ખુશી થતા નથી. અને માબાપની જે સેવા કરી, આજ્ઞા પાળે ને તેમને સુખી કરે, તેના પર પ્રભુ પ્રસન્ન થાય. એક છોકરાએ માબાપની બહુ સેવા કરી ત્યારે પ્રભુએ તેને ઘેર જઇને દર્શન દીધાં, એ છોકરાનું નામ પુંડરિક હતું, એને પાંડુરંગ પણ કહે છે, હાલ પણ એ પાંડુરંગને ઘેર પ્રભુ દર્શન દેછે

બાપાજી—હા, એ પ્રભુ અત્યારે પણ દર્શન આપે છે ને ત્યાં જાત્રા ભરાય છે. માબાપની સેવાનુ ફળ એવુ છે

નટુ—બાપાજી, અમારા ગુરુજી તો આજે નાની સરખી ચોપડીઓ લાવ્યા, તેમાં પ્રભુની રમતોની મજાની વાતો હતી, એક બે વાતો અમને વાંચી બતાવી અમે તો રાજી રાજી થઇ ગયા. વળી બીજી પણ એક ચોપડી જોડે હતી, તે પણ સુંદર ભજન વાળી હતી.

બાપાજી—નટુ, કઈ ચોપડી હતી ? તને તે ગમતી હોય તો લઈ આવ.

નટુ—ઓ બાપાજી, મને તો એ બેઉ ચોપડીઓ ગમી મને તો તરતજ લેવાનું મન થઈ ગયું.

બાપાજી—પણ એ ચોપડીનુ નામ શું ?

નટુ—વૈષ્ણવ બાળશિક્ષા. અમારા વર્ગના ઘણા ખરા છોકરાઓએ તે લીધી છે

બાપાજી—તમે પણ બેઉ ભાઇ લાવજો. અને વાચજો.

ભગુ—પણ બાપાજી, અમારે તો જુદી જુદી જોઈએ. મને પણ લાવી આપો, ને નટુભાઇને પણ લાવી આપો.

બાપાજી—બહુ સારૂ બેઉ જણા જુદી જુદી લાવજો, ને વાચજો. અને વાચીને શિખામણ અને આનંદ લેજો, પણ નટુ, હવે આ ભગુભાઈ એની બા પાસે આડાઇ કરતો નથી એ હમણાનું કઈ સાભળ્યું નથી, શું એ ડાહ્યો થઈ ગયો ?

નટુ—હા, બાપાજી, ભગુભાઈ બહુજ ડાહ્યા થઈ ગયા છે, હવે તો કદી લગાર પણ આડાઈ કરતા નથી, મારા કરતા પણ બહુ ડાહ્યા થઈ ગયા છે,

ભગુ—બાપાજી, હવે હુ તો બહુ ડાહ્યો થઇ ગયો, કદી આડાઇ નથી કરતો. જુઓ નટુભાઇ, હવે હુ કદી પજવું છું ?

બાપાજી—ચાલો, હવે રમો. હવે મારે બહાર જવું છે. વળી કાલે થોડી વાર મારી પાસે આવજો.

---

## પાઠ ૩૨ મો.

## ડાહ્યો અને પવિત્ર છોકરો

ભગુ—મા, બા, ગઇ કાલે તો અમે અમારા બાપાજી પાસે બેઠા હતા, તેથી તમારી પાસે નહોતા આવ્યા.

બા—બહુ સારૂ, આજે પણ જાઓ, મારે પ્રભુની સેવામા બહુ કામ છે, માટે તમારા બાપાજી પાસે જાઓ

નટુ અને ભગુ દોડતા દોડતા આનંદ સાથે એમના બાપાજી પાસે ગયા એટલે—

બાપાજી—ભગુ, બોલો પવિત્ર અને ડાહ્યો છોકરો કેવો હોય ?

ભગુ—(૧) ડાહ્યો અને પવિત્ર છોકરો હમેશા સવારમાં વહેલો ઉઠે.

(૨) ડાહ્યો ને પવિત્ર છોકરો સવારમાં થોડી વાર પણ પ્રભુનુ ભજન કર્યા પછી પથારીમાથી પગ કાઢે.

(૩) ડાહ્યો અને પવિત્ર છોકરો નાહી ધોઇને તિલક કરી પ્રભુનું થોડીવાર પાઠ, ભજન કરે.

(૪) ડાહ્યો અને પવિત્ર છોકરો હમેશા માબાપને પગે લાગે, અને તેમની આજ્ઞા પાળે.

(૫) ડાહ્યો અને પવિત્ર છોકરો હમેશા સાચુ ને મીઠું બોલે.

(૬) ડાહ્યો અને પવિત્ર છોકરો બધાની જોડે સંપીને રહે. કોઇ જોડે નિશાળમાં કે રમતા પણ લડે નહિ.

(૭) ડાહ્યો અને પવિત્ર છોકરો પોતાના ગુરુને માન આપે.

(૮) ડાહ્યો અને પવિત્ર છોકરો મોટાનુ માન રાખે.

(૯) ડાહ્યો અને પવિત્ર છોકરો હમેશાં મંદિરમા પ્રભુના દર્શન કરવા જાય.

(૧૦) ડાહ્યો અને પવિત્ર છોકરો સારા સારાં પવિત્ર પુસ્તકો વાચે

(૧૧) ડાહ્યો અને પવિત્ર છોકરો કદી તોફાન કે આડાઇ કરે નહિ.

(૧૨) ડાહ્યો અને પવિત્ર છોકરો કોઇ નાના પ્રાણીને પણ દુખ દે નહિ.

(૧૩) ડાહ્યો કે પવિત્ર છોકરો પોતાના વસ્ત્રો સ્વચ્છ રાખે

(૧૪) ડાહ્યો કે પવિત્ર છોકરો કોઇની કોઇ ચીજને અડે નહિ

(૧૫) ડાહ્યો કે પવિત્ર છોકરો પોતાના પાઠ રોજ બરાબર શીખે.

(૧૬) ડાહ્યો કે પવિત્ર છોકરો હમેશા સારા છોકરાની સોબત રાખે.

(૧૭) ડાહ્યો કે પવિત્ર છોકરો સાજે વહેલો સુઇ જાય

(૧૮) ડાહ્યો કે પવિત્ર છોકરો સુતા પછી પ્રભુનું ભજન કરતો કરતો શાત રીતે ઉંઘી જાય.

બાપાજી—વાહ ભગુ, આવો જે છોકરો હોય એ તો દેવનો બાળક કહેવાય તમે બેઉ આવા ડાહ્યા થજો, એવો હું આશીર્વાદ આપુ છુ અને ભગુએ આવા સારા છોકરાનાં લક્ષણ ગણાવ્યા, માટે તેને અને નટુની સોબતથી ભગુ ડાહ્યો થયો, માટે તેને પણ લ્યો આ પ્રભુની રૂપાળી છબીઓ ઇનામમા આપુ છુ, બેઉ બાળકો આ પ્રભુની રૂપાળી છબીઓ હાથમા લઇ મલકાતા મલકાતા તેમનાં માતાજી પાસે દોડી ગયા.

નટુ—બા, બા, જુઓ અમારા બાપાજીએ અમને આ પ્રભુના ચિત્રજી ઇનામમા આપ્યાં

બા—બહુ સારૂ બેટા, તમારા સુવાના ઓરડામાં રાખજો ને સવારમા ઉઠતા એ સ્વરૂપનાં દર્શન કરજો.

.કની કેળવણીમાં વધારે ભાગ ભજવી
..લા અને ભક્તિમતી માતા પોતાના બાળકને
.ક્તિમાન બનાવી શકે, એ આ વાતો પરથી
. વળી પવિત્ર મા કે બાપ બાળક પ્રશ્ન પૂછે તો તેને
.શથી સ્નેહપૂર્વક આપે છે, અને એથી બાળકોની
ા વધે છે, એ પણ આ ઉપરથી જણાશે

બાળકને તો નાનપણથી ધાર્મિક બનાવવાની કોશીશ થવી જોઇએ અને માબાપનો કેળવણીનો ઉદ્દેશ પણ સંતાનને પવિત્ર ધાર્મિક બનાવવા સિવાય બીજો ન હોવો જોઇએ. પોતાનું બાળક ભક્તિવાળું થશે, એવા હેતુથીજ તેને ઉછેરવામાં આવે અને એજ બાળક માટે સાચા હિંદુની ફરજ છે. જો નિશાળોમાં પણ ધર્મ વિરુદ્ધ કેળવણી મળતી હોય તો તેવી નિશાળોને બદલે ભોગ આપીને સ્વધર્મ પ્રેરનારી સંસ્થાઓ વૈષ્ણવ ધનાઢ્યોએ સ્થાપવી જોઇએ. જેમ સેવા વડે ભક્તિભાવ અને પ્રભુ પ્રત્યે પ્રેમ ટકી શકે છે, તેમ બાળકોને ધર્મનું શિક્ષણ આપવાથીજ સ્વધર્મનું રક્ષણ થઈ શકે છે નાનપણથીજ બાલકને ધર્મમા પ્રીતિ ઉત્પન્ન કરવી જોઇએ. દિલગીરીની વાત એ છે કે માબાપ રૂપાળા વસ્ત્રે પહેગવામાં ખૂબ ટાપટીપ કરે છે, પણ તિલકની બાબતમા લક્ષ આપવામાં આવતું નથી. મતલબ કે લૌકિક શણગારમાં મોહ રખાય, પણ અલૌકિક શણગાર પર કશું નહિ. આશા છે કે આ નાનકડાં પુસ્તકથી બાળકો અને માબાપો કંઇક આ વાત સમજશે.

ભાદ્રપદ ૧૯૮૦. દીનકિંકર.



# અનુક્રમણિકા


| પાઠ. | વિષય. |
|---|---|
| ૧ | ફૂલ. |
| ૨ | દૂધ. |
| ૩ | ફૂલની મ ળા. |
| ૪ | આજે ફૂલ ખડુ કેમ ? |
| ૫ | તુલસીજીની માળા. |
| ૬ | ફૂલની માળા પ્રભુ પહેરે. |
| ૭ | બા, તું પ્રભુને દૂધ કેમ પાતી નથી ? |
| ૮ | નામદેવજી. |
| ૯ | નામદેવજીની સેવા. |
| ૧૦ | શિખામણની કવિતા. |
| ૧૧ | પવિત્ર વનસ્પતિ |
| ૧૨ | ફૂલના છોડ |
| ૧૩ | પ્રહ્લાદજી. |
| ૧૪ | પ્રભુ સૌ દેવથી મોટા છે. |
| ૧૫ | દેવનાં કાર્ય. |
| ૧૬ | શ્રીકૃષ્ણનું ગમકડું |
| ૧૭ | ફૂલની સાથે રમત ભા. ૧ |

| પાઠ. | વિષ. |
|---|---|
| ૧૮ | ફૂલની સાથે - |
| ૧૯ | શ્રીકૃષ્ણની ગ મત. |
| ૨૦ | પવિત્ર કામો |
| ૨૧ | નટુ અને ભગુ |
| ૨૨ | શ્રીરામ અને લક્ષ્મણ ભા. ૧ |
| ૨૩ | શ્રીગામ અને લક્ષ્મણ ભા. ૨ |
| ૨૪ | શ્રીરામ અને લક્ષ્મણ ભા. ૩ |
| ૨૫ | નટુ, ભગુ ફૂલની માળા શીખે છે. |
| ૨૬ | દયા ભા ૧ |
| ૨૭ | દયા ભા ૨ |
| ૨૮ | શ્રીકૃષ્ણ અને મગ્ગુ. |
| ૨૯ | ખીજાવું નહિ. |
| ૩૦ | ભગવાન જીવોને દુ ખ ન દે. |
| ૩૧ | માબાપની સેવાથી પ્રભુ ખુશી થાય છે. |
| ૩૨ | ડાહ્યો અને પવિત્ર છોકરો. |

## વૈષ્ણવબાલગ્રંથમાળા

**પહેલો ભાગ**—સવારે પથારીમાંથી ઉઠતાંવેંત અને પછીથી ટૂંકામાં ટૂંકો નિત્ય નિયમ કેવો હોવો જોઇએ, તેનો વિ આ નાના ગ્રંથમાં છે. ત્રીજીવાર ૧૦ હજાર નકલો છાપી છુટક નકલના ત્રણ પૈસા અને ૧૦૦ નકલના ૪ રૂપીઆ.

**શ્રીદયારામવાણી**—દયારામભાઇના ઉત્તમ સિદ્ધાંતદર્શક પદો રોજ ગાવા લાયક છે. કીં. એક આનો, ૧૦૦ નકલના ૨

**બીજો ભાગ**—આ ભાગ તો નાના બાળકો હોંશથી ખુશ થઇને વાચ્યાજ કરશે પરિણામે દરેક બાલક શ્રીકૃષ્ણ ચુસ્ત ભક્ત બનશે. પાંચ હજાર નકલો ખપી ગઇ છે. નવી આ... મોટા સુધારા વધારા સાથે કવિતાઓ ઉમેરીને છપાવી છે. છુટક નકલના છ પૈસા અને ૧૦૦ નકલના ૮ રૂપીઆ.

**ત્રીજો ભાગ**—આ ભાગ તો ઘણોજ સરસ છે. પ્રભુની અવનવી લીલાઓના પાઠો આ ભાગમા અદ્ભુત રીતે ગોઠવ્યા છે. ઉપરાત આચારવિચારો તથા સ્વદેશીનું રહસ્ય સમજાવનારા પાઠો આ ભાગમા છે ૧૦૦ પાના છતા છુટક નકલના માત્ર બે આના ૧૦૦ નકલના માત્ર ૧૧ રૂપીઆ.

**ચોથો ભાગ**—ભક્તિ અને તત્ત્વજ્ઞાનની એકતા બનાવનારો આ ગ્રંથ સહેલી ભાષામા છપાય છે.

બાલિકાશિક્ષા—છેક નાની બાળાઓ માટેનુ ચાર ફરમાનુ ...તક ધાર્મિક વાર્તાઓવાળુ બહાર પડી ગયું છે કીંમત દો... ...ો, ૧૦૦ નકલના ૮ રૂપીઆ

---

મોતીભાઈ અમિચંદભાઇ,
...ન દન નિવાસ, સ્ટેશન પાસે—અમદાવાદ.
રામ હરિકૃષ્ણ શાસ્ત્રી,
... નિવાસ, સ્ટેશન પાસે—અમદાવાદ.
...દાસ શાહ,
...પ્રેસ, પાંચકુવા—અમદાવાદ.